# गुजराती त्रीजी चोपडीना अर्थ.

કવિતાની સમજુતી, ભૂગોળની વ્યાખ્યા, અને
મુંબઇ ઇલાકાના ભૂગોળના સાર સાથે.

---

## બુકસેલર જગજીવન દલપતરામે

છપાવી પ્રસિદ્ધ કર્યાં.




અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સને ૧૮૮૧

કિમ્મત ૩ આના.

# गुजराती त्रीजी चोपडीना अर्थ.

### પાઠ ૧ લો.

આળસુ=સુસ્ત; એદી.
ડાઘીઓ=ડાઘ વાળો; ડાઘેલ, (કુતરાનું નામ.)
પાલવવું=ખોજવું, પરવડવું.
મુરખો=બેવકુફ, અણઘડ.
રમતીઆળ=જેનો રમતમાં જીવ ઘણો તે, નાદાન.
પરવડવું=ખોજવું, પાલવવું.
ઓરાં=આમ, આણી તરફ, અહીંઆ.
ચોકી=પેહેરો. ચોખસી
મુક્યો=મેલ્યો, બેસાડ્યો.
દર=મોટું બાકું, કાણું.
[illegible]=મોટી ચકલી.
પંખી=પાંખવાળા પશુ પક્ષી.
ચારો=ઘાસ, તંખલા વગેરે.
ધણી=શેઠ, માલિક.

### પાઠ ૨ જો.

ઝંખવાણો=ઝાંખો, વીલો.
મચ્યાં=મંડ્યાં, વળગ્યાં.
જીવતર=જીવવું, જીંદગાની.
લાગલું=તરત, પાધરૂં.
તાકીદ=ઝડપ, ઉતાવળ.
નવરાસ=ફુરસદ.
મન=દિલ, ચિત્ત; હૈડું.
વિચાર=મનસુબો, તોલ; ખ્યાલ.
નકામા=કામ વગરના; કામથી પરવારેલા; નવરા.
જનાવર=ચોપગાં પશુ, જાનવર, હેવાન.
સરખાં=જેવાં, બરાબર.
કામ=ધંધો; રોજગાર.
લગાર=જરાએ, થોડી.
જગત=દુનીઆ, પૃથ્વી.
ઢોર=મુરખ, અણઘડ.
વલે=હાલ, હવાલ.
પસ્તાવો=ખેદ, અફસોસ; દલગીરી.
ઠીક=બરાબર, જેમ જોઇએ તેમ; સારૂં.
રાજી=ખુશી, મગન.
ફેરવી ।=બદલીને.

### પાઠ ૩ જો.

સદાચરણ=સારી ચાલ, સારા આચરણ, સારી રીત.
પહેલ=પહેલાં.
સહેલ=સહેલી રીત.

વાણ=વાણી, મધુર શ-
બ્દ.
કોપવું=ગુસ્સેથવું, રીસે
ભરાવું.
જન=માણસ, સખસ.
જનમ=જીંદગાની; દેહ.
મીઠી=સારી, મધુર.
ડાહ્યો=શાણો, સમજુ,
સમજણ વાળો.

## (કવિતાની સમજુતી.) (૧)

જે માણસ જગતમાં જનમીને પેહેલ વેહેલાં સારી રીતથી ચાલવું એવું જે સમજે, તે સેહેલથી સુખ પામે. (૧) જે માણસ જાણીતી વાતો કર્યા કરે, ને મોઢેથી મીઠા શબ્દ બોલે, તેમ બીજા ઉપર ગુસ્સો કરે નહી, તેને ડાહ્યો જાણીતો સમજવો. (૨).

### પાઠ ૪ થો.

વગડાઉ=રાની, જંગ-
લમાંની.
ડાંસ=મચ્છર, મગતરાં.
ટુંકા=નાના, બટકા.
ધાર=વેહેતી કારણ.
જબરૂ=જોરાવર.
જોરાવર=મજબૂત.
પછવાડે=પાછલી તરફ.
વળેલા=મરડાયલા.
કોરે=બાજુએ.
કઠણ=મજબૂત.
વાળ=બાલ, નીમાળા.
આછા=થોડા, ઝીણા.
હીંડેછે=ચાલેછે.
ડીલ=શરીર, અંગ.
તળાવ=નાનું સરોવર.
નર=ભાયડો, મરદ.
હળ=જમીન ખેડવાનું
લોઢાનું અણીદાર
હથિઆર.
પોચી=નરમ.
પૂરી પડે=બર આવે;
હંફાવે; સામી થાય.

### પાઠ ૫ મો.

ગાળા ગાળી=ગાળો-
બાજી.
સ્વભાવ=ખાશીઅત,
મીજાજ, પ્રકૃતિ.
દંડ=ગુન્હાને બદલે રૂ-
પીયા લેવાનીશિક્ષા.
રાજકુંવર=રાજાનો છો-
કરો, રાજપુત્ર.
સજા=શિક્ષા.
શિક્ષા=સજા; દંડ.
વડાઈ=મોટાઈ.
અણસમજુ=સમજ
વગરનો, નાદાન.
યાદ રાખવું=કોમ રા-
ખવું; ભુલી નજવું.
સાર=સારૂં, મતલબ.
નઠારો=ખરાબ, ભુંડો.
ગરીબ=પૈસા વગરનો;
નિરધન, રંક.
ફરીયાદ=અરજ; રાવ.

કચેરી=દરબાર, રાજ સભા.
કુલાણો=હરેક, મુકરર કરેલો.
બંદીખાને=કેદખાને.
ઘટેતેવી=જોઈયે તેવી, લાયક.
માફ=જવાદેવુંતે, ક્ષમા
વચન=સુકન, વેણ.
કુંવર=છોકરો. રાજપુત્ર.
વેળા=વખત, સમે.
જવાદઉ=માફ કરૂ, મુકી દઊ.

પાઠ ૬ ઠો.

ભાખતા=કહેતા, બોલતા.
જશ=માન, કીર્તિ.
બાળકી=છોકરી.
તોલ=વક્કર, ભારબોજ; આબરૂ.
ભુંડા=ખરાબ, દુષ્ટ.
ભુંડું=નઠારૂં, ખરાબ શબ્દ.
ખોટી=નઠારી, નકામી.
જગ=જગત; દુનીઆ.
મૂરખ=બેવકુફ, ઠોઠ.
જાણવો=સમજવો.
દુખીઓ=હેરાન, દુખી.
બાળક=છોકરો.
બોલ=શબ્દ.
નક્કી=ખચીત, નીશ્ચે.
નાર=બાયડી; બઈરી.

## ( કવિતાની સમજુતી ) (૨).

ભુંડા લોકો મોમાંથી નઠારા શબ્દ બોલીને, લોકોની નઠારી ગાળો ખાય, એવા મોટા બેવકુફોની જગતમાંથી આબરૂ ઓછી થાયછે. (૧). જે માણસ નઠારા શબ્દ બોલે, ને સામા માણસને ગાળ દે ને પોતે ખાય, તેને અણઘડ સમજી લેવો, તે આગળ જતાં બહુ હેરાન થાય. (૨). માટે જે છોકરી કે છોકરો જેવા બોલ બોલશે, તેવોજ લોકોમાં તેનો ભાર વક્કર વધશે. (૩).

---

પાઠ ૭ મો.

દેશ=મુલક.
ચાલ=ધારો, રીત.
રીતભાત=રીત, રસમ.
સુરવાળ=સાંકડીઇજાર.
ચોરણો=ટુંકા લેંઘો.
પહેરવેશ=પોશાક, પેહેરેલાં લુગડાં.
ઘુમટો=માથાપર ઓઢેલો છેડો, મોંપર. અગાડી કાઢવો તે; (લાજ).
મારવાડી=મારવાડના રેહેવાસી.
દક્ષિણી=દક્ષિણ દેશના.

રેહેવાસી.
સાહેબ લોક=ગોરાલોક; અંગ્રેજ લોક; ટોપીવાળા.
પોતીઆં=પોતીઆં.
બઈરાં=બાઈડીઓ.
ઘાઘરા=ઘેરવાળો ઝૂલતો ચણીઓ.
બોલી=ભાષા.
ફેર=તફાવત; ફરક.
ભાકર=રોટલી.
રોટી=રોટલી.
હબસી=સીદી.
ધોરી=સફેદ; ઉજળી.

પાઠ ૮ મો

સંઘરો=એકઠું; ભંડોળ; છત; સીલક.
કણ=રચકણ; કણી.
સંગ્રહ=એકઠું.
રૈયત=પ્રજા.
સંઘાત=સોબતી સાથે.
દુકાળ=મોઘવારી; (અનાજ પાણી નહીં મળે એવો વખત).
કોઠાર=દાણા ભરી મુકવાનો કાદવનો કે લાકડાનો ખજાનો.
હેરાન=દુઃખી.
સકાળ=સોંઘવારી.
પ્રધાન=વજીર, કરતો હરતો.
પોપડા=પડ.
ખાણ=અનાજ ભરી મુકવાને ભોંયતળી આ નીચે કુવા જેવા કરેલા ખાડા.
અચરજ=નવાઈ.
ગંજીઓ=ઘાસના મોટા ઢગલા.
ચંદી=દાણો; ચણા.
વિના=વગર, શિવાય.
દુબળાં=નબળાં; મુડદાલ.
જોર=શક્તિ, બળ કસ.
કારણ=સબબ, ભેદ.
દેખાડ્યું=બતાવ્યું.
ડાહાપણ=ચતુરાઈ.
વસે=રેહે.
સંપે=સંપથી, હળીમળી.
સદા=રોજ; નિત્ય.
સર્વ=સઘળા; બધા.

## ( કવિતાની સમજુતી ). ( ૩ )

કીડી જરા કાંઇ રચકણ પડો હોય તે પણ એકઠી કરે એવી એ જનાવરની જાત જુઓ, કે બધી સાથે સંઘાતથી કેવી સદા હળી મળીને રેહેછે.

---

પાઠ ૯ મો.

વડવાઈ=વડના લાંબા લટકતાં ફાંટા.
છાંએડો=છાંયો.
અસલ=આગાઉનું; જુનું; પેહેલું.

ઘટા=રચના. છાયા; (ઝાડનું ફેલાવું તે).
કાબર=કલકલ અવાજ કરતું કાબરૂં પક્ષી.
ટેટા=વડનાં ફળ.
આરામ=સુખ; ચેન; વિશ્રામ.
ઈમારત=ઊંચી બાંધણીનું ઘર, હવેલી.
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ.
ડાળાં=ઝાડની શાખા; થડમાંથી ફુટેલી મોટી ડાળી.
ફાંટા=ડાળામાંથી ફુટેલા દોરીઓ જેવાં લટકતાં મૂળ.
લટકેછે=ટીંગાય છે; લબડેછે.
ભોંય=જમીન, ધરતી.
મૂળ=જડ.
ઓળખતાં=પીછાનતાં.
પાંદડાં=પાંતરાં.
ફેલાયછે=પસરેછે, પથરાય છે.
પશુ=ચોપગાં જાનવર.
રોપ્યું=વાવ્યું,

## પાઠ ૧૦ મો.

વીછીં=ઝેરી જીવડો.
ડંખ=ચટકો.
આંકડો=ઝેરી કાંટો.
વિખ=ઝેર, સોમલ.
કપાએલું= વડાએલું.
ચિપીઆ= પકડવાનાં પાંખીઆં.
ચુસવું=સોસવું; ચુવું.
ચાંદી=ફોલ્લો.
સુઝેલું=સુઝી આવેલું, ચડી આવેલું.
ઝેરી=વીખવાળો.
ભીંત=દીવાલ, કરો.
ફાટ=ચીરો, તડ.
ટાઢક=ઠંડક.
ઉતાવળે=ઝડપથી.
પીઠ=બરડો, વાંસો.
દુઃખ=આપદા.
ઉપાય=ઇલાજ.
ઈજા=દુઃખ વીપત્ત.
મળે=બળે, એકઠું થાય.
અવગુણ=નુકશાન, ગેરફાયદો, બીગાડ.
સંભાળીને=સાચવીને; તપાસીને.
ફીકર=ચિંતા; સોચના.

## પાઠ ૧૧ મો.

છોડીઓ=છોકરીઓ.
વિલાયત=અંગ્રેજ લોકનો દેશ.
ખબરદાર=હોંશીયાર.
સુખી=સારા, સુખીઆરા.
સરખી=બરાબર,જેવી
વાહાલી=પ્યારી, હેતવાળી.
જરાએ=લગારે.
રોતી=રડતી.
કજીઓ=કંકાસ, ટં
સમજાવીને=પટાવી ફોસલાવીને.
ઢોર=ચોપગાં જાનવર; (મૂર્ખ).
મોટપણે=મોટી ઉમ્મરે.

બાયડીઓ=બઇરીઓ; સ્ત્રીઓ.
ભાયડા=મરદો, માટીડા
ગાંડી=ઘેલી, નાદાન; અણસમજુ.

**પાઠ ૧૨ મો.**

અવાજ=સાદ, સોર.
પાંજરૂં=પીંજરૂં, પક્ષીને રેહેવાસારૂં બનાવેલું સળીઆ જડેલું જાળીજેવું ગોળ.
પાળવું=પોષવું, રક્ષણ કરવું.
અર્થ=માએનો, મતલબ; સ્વાર્થ.
દીઠો=જોયો.
માળો=પક્ષીને રેહેવાનું ઠેકાણું.
ફળ=જાંબુ,કેરી.દાડમ, જમરૂખ વીગેરે લીલો મેવો.
જુદાં=વેગળાં, છુટાં.
અનાજ=ધાન્ય; દાણો.
મરજી=ઇચ્છા, ખુશી.
સમજે=જાણે.

**પાઠ ૧૩ મો.**

અતોલ=ઘણોજ, જેનો તોલ નહીં તે.
પ્રીત=હેત,પ્રીતી, માયા.
કાંઠલો=ગળપટો.
સુણતાં=સાંભળતાં.
નમણું=નમેલું.
ધાક=બીક, ડર.
મનુષ્ય=માણસ.
અંગ=શરીર, દિલ.
અથાગ=ઘણોજ, જેનો થાગ નહીં.
મીઠાં=સારાં, મધુર.
ઉપજે=થાય, પેદાથાય.
હરખ=ખુશી, સંતોષ.
કોટે=ડોકે, ગળે.
ધારે=માને.
હેત=પ્યાર, ચાહા.
કાય=કોઈ ગમેતે એક.
કાગ=કાગડો.

## ( કવિતાની સમજુતી ). (૪).

પોપટ પાંજરામાં બેઠો બેઠો મધુર શબ્દ બોલેછે; તે જેઓ સાંભળેછે તે સઘળાના મનમાં ઘણીજ ખુશી પેદા થાયછે. (૧). એની ડોકે કાળો કાંઠલો છે, ને નમેલું રાતું નાક છે; તેમ શરીરે બધો લીલા રંગનોછે, ને ધણીની ધાક માનેછે. (૨). માણસને તે મીઠુંમીઠું બોલેછે, તેથી તેનાપર હેત ઘણુંજ આવેછે; માટે ઘણા લોકો હેતથી પોપટ પાળેછે, પણ કાગડાને કોઇ પાળતું નથી. (૩).

................

**પાઠ ૧૪ મો.**

વચન=શબ્દ; સુકન.
અસર=ફળ, પરીણામ.

માન=આબરૂ, ઇજત.
નવાઇ=અચરતી.
આવકાર=આદરમાન.
નીવડવું=નીકળવું; ઉઠવું.
દોગાઇ=લુચ્ચાઇ; ખંધાઇ. (ધી
વાધરી=શીકારી; પારવઢવાડ=લડાલડી.
લુચ્ચાઇ=દોગાઇ; ખંધાઇ.
માઠું=ખરાબ; નઠારૂં.
તપાસ=તજવીજ, તલ્લાસ.
સોબત=સંઘત.
શીખામણ=ફાયદાની વાત.
કદી=કોઇ વખત પણ.
ભુલવી=વીસરવી.

પાઠ ૧૫ મો.

કણબી=હિંદુની એક જાત; (ખેતીનો ધંધો કરનાર).
ધન=દોલત; પૈસો.
તન=કાળજી; ચેટક; ધ્યાન.
અંતકાળ=મરવાનો વખત.
પુંજી=દોલત; ગાંસડો; દલ્લો.
લાલચ=લોભ; ગળકો.
ખેતી = ખેતીવાડીનું કામ.
દીકરા=છોકરા.
વિચાર્યું=ધાર્યું.
ડોસે=ઘરડા માણસે.
કેડે=પછી; પુઠે.
આખું=બધું; તમામ.
વાવ્યા—રોપ્યા.
નીપજ=પેદાશ; પાક; આવક.
ઉપજ્યો=પેદા થયો; નીપજ્યો.
ખરેખરૂં=જોઇએ તેવું; સાચું; બરાબર

પાઠ ૧૬ મો.

કોણે=કયા સખસે?
કીરપાળ=મેહેરબાન; દયાળુ.
પેદાકરવું=જન્મ આપવો; નીપજાવવું.
બનાવ્યું=નીપજાવ્યું; કરેલું.
સુંઘવાને=વાસલેવાને.
ઝાલવાના=પકડવાના.
સઘળું=બધું: તમામ.
ઇશ્વરે=પરમેશ્વરે.
કર્યાં=બનાવ્યાં; પેદા કીધાં.
ભલાં=સારાં; વાજબી રાહે ચાલે એવાં.
કોપશે=ગુસ્સે થશે.
દેખતાં=જોતાં.
જાળવે=સાચવે, તપાસી રાખે.
રખવાળી=બરદાસ;બાલાસ; તપાસ.

પાઠ ૧૭ મો.

ગામ=જાંહાં કે થોડાંક ઘરની વસ્તી હોયતે
શેહેર=જાંહાં કે મોટાં છોબંધને હારબંધ ઘરો હોય તથા સારાં સારાં મોટાં ચોટા હોય તે.

ઝુંબખ=છોથીબાંધેલાં; છોના.
કોટ=શેહેરને ફરતી આસપાસ બાંધેલી મોટી છોની દીવાલ.
જથ્થા=ટોળું; ઝોકડો.
અડચણ=હરેકત.
ારબંધ=એક પછી એક સાથે આવેલા.
સેહેજ=થોડી મેહેનતે.
જનાવર=જાનવર; પશુ.
દરવાજા=મોટાંબારણાં.
જવલ્લે=કોઇ વખત; કદાચ.
બીક=ડર, ધાસ્તી; ધાક.
ાસે પાસે=સોડે સોડે અડોઅડ નજીક.
ફળીઓ=શેરી, મોહ્લો.
ગામડું=જાંહાં કે ઝુંપડાં જેવાં થોડાંએક ઘરની વસ્તીહોયતે.
કસબો=પ્રગણાનું મોટું ગામ.
ચોટાં=મોટાં બજાર.
હાટ=બજાર; દુકાન.
પેસવાનો=જવાનો; આવવાનો.
ઝાંપો=લાકડાં સાથે કાંટાં, કરાંઠી વગેરે બાંધી લઇને બના વેલું બારણું.
પેસનીકળ=આવજા.

પાઠ ૧૮ મો.

ઈંદ્રીઓ=શરીરના ભાગ; (આંખ, નાક) જીભ,કાન,ચામડી.
આકાર=ડોળ; ચેહેરો.
ધબાકો=અવાજો.
માલમ પડવું=જણાવું.
વાસ=સોડમ; સુગંધ.
મીઠો=ગળ્યો; મીઠાસ વાળો.
લીસી=સાફ.
સ્વાદ=ચાખવુંતે; જરા મોંમાં નાંખી તપાસવું.
મઝાની=સારી; તોફા.
નાંખી=ફેંકી; લાખી.
સમજો=ધ્યાનમાંલેવો.
ટાઢું=ઠંડું.
ઉનું=ગરમ.

પાઠ ૧૯ મો.

આંગણું=બારણું; બારણા આગળની જગો.
ચોખું=સાફ; સ્વચ્છ.
કોહોવાણ=કોહોવાડો.
રળીઆમણું=શોભાવંતુ; સારૂં.
ગંદવાડ=ગોબવાડો.
જીવજંતું = જીવડાં; મગતરાં.
એંઠવાડ=એંઠાં વાસણ જેમાં રાંધ્યું ખાધું હોય તે.
ગંદા=ગોબા.
ગંધ=ખરાબવાસ; નઠારીસુગંધ,બદબો.
ભાજીપાલો = ભાજી પાંતરાં વગેરે.
માદા=આજારી; બીમાર; કાહેલી.
લાજ=શરમ, એબ.
તાવ=તપત; બોખાર.
નીપજે=પાકે;પેદાથાય.

ગંધવેડો=દુર્ગંધનો ઢ-
ગલો.
સાફ=ચોખ્ખું. સ્વચ્છ.
વેગળે=આઘે, દુર.
બાપડા=બીચારા.
ચોખ્ખાઇ=સુઘડાઈ.
ગુણ=ફાયદો;ખાશીયત.
છોડ=છોડવો, રોપો.

છુટ=જગ્યા; મોકળાસ.

પાઠ ૨૦ મો.

ચીર=કપડાં; કીમતી
લુગડાં.
આપ=આરસી.
મધપૂડો=મધ માખનો
પૂડો.
વાન=દેદાર, કદ.
રચે=બનાવે, ગોઠવે.

સજ્જન=સારા માણસ
માપ=ભરત; પરમાણું.
ચોક=આળ, મોટીચોકડી
શરીર=દિલ, અંગ.
રૂડો=સારો, મઝાનો.
દેખીએ=જોઇએ.
શુદ્ધ=બરાબર;ખરેખરી
ચિત્ત=મન; ધ્યાન.

## ( કવિતાની સમજુતી ). (૫).

આપણે બધી જણસો ચોખ્ખી રાખવી, ને લુગડાં પણ ચોખ્ખાં (ધોએલાં) પેહેરવાં; વળી ઘર ને ચોક પણ ચોખ્ખાં રાખવા, કે જેથી આપણું શરીર સદા સુખી રેહે. (૧). જુઓ કે મધમાખી મધપૂડો બરાબર માપ રાખી બનાવે છે, તેમાં કાંઈ ડાઘા કે ખોડ ખાપણ કશું આપણ દેખતાં નથી, તે આરસી જેવો સાફ જણાય છે. (૨) ચોખ્ખા રેહેવાથી આપણું મન ખુશ રેહે છે, ને તેથી શરીરનો દેદાર વળે છે; વળી ચાર સારા આબરૂદાર માણસ બેઠેલા હોય તેમાં ચોખ્ખાઇએ કરી (ધોએલાં સાફ લુગડાં પેહેરેલાં હોય તો તેથી) હરકોઈ માણસને ઘણી આબરૂ મળે છે. (૩).

## પાઠ ૨૧ મો.

સુંવાળી=પોચી;નરમ.
નાળ=લોઢાના મેખ-
મારીને પગે જડ-
વાના ગોળ પાટા.

નક્કર=સંગીન.
બરાડે છે=આરડે છે.
મજલ=ખેપ; ટપ્પો.
નિર્દય=ઘાતકી.
ખોંખારે છે=હણ હણે-
છે; સણસણે છે.

ફલંગો=કુદકો.
સીમ=ખેતર, (ખેતરની
હદ).
ભેગો=સાથે, એકઠો.

ચરેછે=ઘાસ ખાયછે.
વાળ=બાલ; નીમાળા.
છેડે=નાકે.
ગાઉ=કોસ.
બોજો=ભાર.
વેહેછે=ખમેછે, ઊંચકેછે.
ચાકરી=બરદાસ, બાલાસ; સેવા.
માયા=હેત; ચાહના; પ્યાર.
ચાહે=પ્યાર રાખે.

પાઠ ૨૨ મો.

કાતરા=બેડકા.
વટેમાર્ગુ=રસ્તે જતો, મુસાફર; પંથી.
સંગીન=નક્કર; મજબૂત.
કચુકા=ઠળીઆ; કળીઆ.
ચીકણું=ચીકવાળું; ચોટે એવું; જબરૂ.
ચીચોડા=ઠળીઆ.
ચોખંડા=ચોડા, ચારે બાજુએ સરખા.
કોરૂ=ટીપું.
ખાટો=ખટુમડો.
ખટાસ=ખાટો સ્વાદ, ખાટા સવાદની ચીજ.
ચોમાસુ= વરસાદની મોસમ,
વરસેછે=આવેછે,
બારેમાસ=આખુ વરસ.
ખપ=જરૂર, અગત્ય.
રોજ=નિત્ય, સદા.

પાઠ ૨૩ મો.

અક્કલ=બુદ્ધિ,સમજ.
ઘણેરી=ઘણી.
ટેક=ટેક, મોટાઈ.
માહાલે=મોજકરે; સુખે ફરે..
વિશ્વ=જગત; પૃથ્વી.
તસુ=બે આંગળ.
માતા=મા, માજી.
વિખ્યાત=નામીચું પ્રખ્યાત.
નવ=નહી, ના.
તાત=બાપ, પિતા.
મોજ=મઝા, ચેનબાજી.
શાણા=ડાહ્યા,સમજુ.
દીકરી=છોકરી.
નિત્ય=રોજ, સદા.
પર=પારકુ.
ઠામ=ઠેકાણું, જગો.
કેરો=નો, તણો.
સામળ=એક મોટો કવિ થઈ ગયો.

## ( કવિતાની સમજુતી ). (૯).

માને છોકરી (આમલીનું ઝાડ ને તેનું ફળ આમલી)નું એક નામ બુદ્ધિથી જાણ્યું, તેનું તો ઘેર ઘેરે ને વળી રોજે રોજ સારા વિવેકથી કામ પડેછે; તેમાં મા તો એકની એકજ જગોએ રેહેછે એક

તસુ પણ ચાલતી નથી, પણ તેની છોકરી તો બધે દેશ દેશ ભલી રીતે મોજ કર્યા કરેછે; વળી જુઓ કે તે છોકરીનો છોકરો (ચીચોડો) તે માનો બાપ થાયછે, ત્યારે સામળદાસ કવિ કહેછે કે તમે ચતુર નરે સમજી લેજો એ તો બધી પૃથ્વી વિષે પ્રખ્યાત છે. (એટલે આમલીના ઝાડની છોકરી આમલી, ને તેનો છોકરો ચીચોડો રોપ્યાથી પાછું આમલીનું ઝાડ થાયછે, ત્યારે એ પ્રમાણે ચીચોડાથી આમલીનું ઝાડ નીપજ્યું, તો તે ઝાડનો બાપ કહેવાય).

---

### પાઠ ૨૪ મો.

ચાટલું=આરસી.
રતાંધળો=રાતે આંધળો; (દીવસે દેખાય ને રાતે જેને નહીં દેખાય તે).
પોપચુ=આંખનું ઢાંકણ.
ભમ્મર=ભવાં; આંખના પોપચાં ઉપર કમાનના જેવાબાલ છે તે.
ખાળવું=અટકાવવું.
રજ=ધુળ, રચકણ.
છાજલી=છજ્જુ, છાબડી.
સારેછે=કરેછે.
પાંપણ=આંખના પોપચા સાથે વળગેલા બાલ.
જણસો=ચીજો, વસ્તુ.
ખરેખરો=બરોબર.
જતન=બરદાસ, સાચવણી.
ઝીણી=બારીક.
કાણો=એક આંખેઆં ધળો.
દયા=રેહેમ, મોઠી નજર.
સાજી=સારી.
પરમેશ્વર=મોટો ઇશ્વર.
પાડ=ઉપકાર, આભાર.

### પાઠ ૨૫ મો.

કપાસ=રૂનાં નાનાંઝાડ.
કહેત=કેહેતી; કાણી.
ઘાટ=ડોળ, આકાર.
બળતણ= બાળવાનાં લાકડાં, સરપણ.
ભાખરી=ઘઉંના લોટની જાડી રોટલી.
કાંતવું=લાંબાં તાંતણા કરવા.
લટકતાં=ટીંગાતા.
કુંભાર=મટોડીના વાસણ બનાવનાર.
વણવું=લુગડું બનાવવું.
ધાન્ય=અનાજ, દાણા.
કાજે=વાસ્તે, માટે.

તૈયાર=હાજર, તરત કામમાં આવેએવું.
કશું=કંઇપણ જરાએ.

પાઠ ૨૬ મો.
ધરતી=જમીન, ભુમી.
થોક=જથો.

ઓઢવા=શરીર ઢાંકવા.
ખાંતે=ખુશીથી.
શીરીતે=કેમ;કઇપ્રકારે.

## ( કવિતાની સમજુતી ) (૭).

ખાવા અને પેહેરવા ઓઢવાને પરમેશ્વરે આપણને શરીર આપેલુંછે, હવે તે વડે જો મેહેનત કરીએ, તો તેમાંથી રાતા પીળા રંગ ( જે જોઇએ તે) મળે. (૧). જમીનમાંથી અનાજતો બધું જથા બંધ થાયછે, પણ જો તે જમીનને ખુશીથી ખેડે નહી તો ખાવાનું શું ખાય (અનાજ કેમ પાકે )? (૨). પણ તેમ કરવાનેઆપણને ઈશ્વરે તેના ઈલાજો આપેલાછે; પણ કોહો વાસણ અને બાળવાના લાકડાં વિના રંધાય તે શી રીતે? (૩).

———:o:———

પાઠ ૨૭ મો.
હાલ=હમણાં.
વખત=વેળા, સમય.
શણગાર=શરીરને શોભે એવાં, લુગડાં ઘરેણાં, ભુશણ.
પરઘેર=પારકે ઘેર.
સરસ=સારા, મજાના.
કાં=કેમ? કોણ.
અર્થ=સ્વાર્થ, મતલબ.
ચાકરી=નોકરી.
પેર=રીત, પેઠે.

## ( કવિતાની સમજુતી ). (૮).

માટે હે ભાઈ તે ( બળતણ ને વાસણ ) તું તૈયાર બનાવ કે કાંતો તને બીજો કોઈ કરી આપે, કે ત્યારે તારા સ્વાર્થનું ( પોષણને વાસ્તે ) તે વખતે થાય. (૧). ઝાડ ઉપર લુગડાં લટકતાં કાંઇ તૈયાર નથી, પણ જો કપાસ વાવી તે પરથી રૂ ઉતારીને તેને કાંતીને વણે તો

મઝાનો પેહેરવાનો પોશાક બને. (૨). માટે ગમે તે રીતે ઘેર કે પારકે ઘેર (દેશ કે દેશાંતર) મેહેનત જો કરે, તો ચાકરી કરતાં ભાખરી સારી રીતે પામે (મેહેનતનો બદલો પરમેશ્વર તેને આપે). (૩).

**પાઠ ૨૮ મો.**

દાન=ધર્મ, ખેરાત.
આપદા=ફીકર, ચિંતા.
આંતરડી = આત્મા; જીવ.
પરોપકાર=પરકલ્યાણ; પારકા પર ઉપકાર.
પુણ્ય = ધર્મ, દાનનું આશિષ.
આશિષ=આશિરવાદ; સારી દુવા.
વાવરવું=વાપરવું; ખરચવું.
સુમ=બખીલ, કંજુસ; કસરીઓ, મખ્ખીચુસ.
કૃપણ=કંજુસ.
સંઘરી=એકઠું કરી.
મુદ્દલે=જરાએ, લગારે પણ.
નારાજી=નાખુશ, દલગીર.
ગજા=મુંજાસ, શક્તિ.
લેખે = ઠેકાણે, સારે મારગે.
ગરીબગરબાં = ગરીબ લોકો, નાચાર, અનાથો.
દુનીઆ=સંસાર આલમ, પૃથ્વી.
જશ=માન; આબરૂ.
વાવેલું=રોપેલું.
ફોકટ=નકામું.
નકામું=કામ વગરનું; ફોકટ.
કંગાળ=ગરીબ, અનાથ નાચાર.
મજુરી=વૈતરૂં, વેઠ.

**પાઠ ૨૯ મો.**

સાચ=સાચવટ, સાચી વાત.
દેશાઈ=જાગીરદાર, વતનવાળો માણસ.
ઉઠ્યાં=નીકળ્યાં.
દાખલા = ઉદાહરણ, દ્રષ્ટાંત.
ચપુ=ચાકુ; છરી.
ગમ્યો=પસંદ પડ્યો.
રૂપીઆ=સોળ આનાની કીમતનો રાણીની છાપનો રૂપાનો શિક્કો.
છૈઆં=છોકરાં, બચ્ચાં.
લેખણ=કલમ.
વખાણ્યો=પસંદ કર્યો.
ગમ્યો=પસંદ પડ્યો.
વેહેલો=જલદી.
કાપ=ચીરો.

**પાઠ ૩૦ મો.**

સાચાબોલું=ખરા બોલું, સતવાદી, સાચો.
ગભરાવું=અકળાવું.

બીવું; ગાભરાથવું.
ધીરજ=સબુરી, શાંતી.
ફાડી=ચોરી.
ખીજ્યા=ચીડ્યા, ખીજવાયા.
છાતી=હૈયું, મન.
ચાંપીને=દાબીને.
વાહાલું=પ્યારૂં; હેત વાળું.
વાંક=તકસીર, ગુનો.
અજાણતાં=ઓચિંતા.

ઝટ=જલદી, તુરત.

પાઠ ૩૧ મો.

સંકટ=દુઃખ, આફત.
ક્રોડ= હજારો, (સો લાખ).
પરલોક=પારકા લોક; દેવ લોક.
હોડી=સડવાળો મોટો મછવો, નાનું વાહાણ.
રાજ=અમલ, હાકમી; ગાદી.
સિંધુ=દરિઓ, સમુદ્ર.
શુભ=સારૂ,મંગળીક.
સહીએ=ખમીએ, સહન કરીએ, વેઠીએ.
દિનરાત=રાતને દાહાડો.
સદા=રોજ, નિત્ય.
સરે=થાય, બને.
ઉપાય=ઇલાજ.
નક્કી=ખચીત, નિશ્ચે.

## (કવિતાની સમજુતી). (૯).

આપણા પર જે દુઃખ આવી પડે, તે સહન કરીને બરાબર સાચી વાત કહેવી, ને બીજા લોકમાં સુખ લઈએ (સાચું બોલથી સુખ મળે), અને તેથી રાત ને દહાડો સુખી રહીએ. (૧). સાચું બોલવું એ સદા સારૂંછે, જુઠું બોલવાથી ઘણું દુઃખ આવી પડેછે; માટે તમે હજારો ઉપાય કરી જુઓ. પણ સુખ તો સાચાથીજ થાયછે. (૨). સાચું બોલવાથી સદા આપણું કામ થાય, પણ જુઠું બોલવાથી કદી થાય નહીં; કેમકે જુઓ કે કાગળની હોડી બનાવીને તે દરિઆમાં મુકો તેથી દરિઓ તરાતો નથી, (તેમ જુઠું બોલવાથી આપણું કામ કદી થતું નથી. (૩).

---

પાઠ ૩૨ મો.

ઘેટાં=મેંઢાં.
કાતરવું = કાતર વતી કાપવું.
ધાબળીઓ=ઉનનું પેહેરવા ઓઢવાનું

લૂગડું.
કામળો=ચુમાળો.
ભરવાડ=ઘેટાં ચરાવનાર.
શેનો=કઈ ચીજનો?
દીઠાં=જોયાં.
નિમાળા=વાલ, વાળ.
ઉન=ઘેટાંના બાલ.
કામળીઓ=નાના ચુમાળા.
ટાઢ=ઠંડ, હીમ.
બિચારાં=બાપડાં ગરીબડાં.
ઉનાળો=તાપનીમોસમ
એ શિવાય=એ વગેરે; એથી બીજા.

**પાઠ ૩૩ મો.**

ઝરવું=વેહેવું, ટપકવું.
લીંબોળીઓ= લીંમડાનાં ફળ.
રોગ=મરજ, બ્યાધી.
પેટી=નાનો પટારો.
પોપટીઆ=લીલા, પોપટ જેવા રંગના.
રાયણ=લીંબોળીના જેવો લીલો મેવો.
ગળી=મીઠી.
વિખ=ઝેર, સોમલ.
ઓસડ=દવા.
ઠેકાણે=જગોએ.

**પાઠ ૩૪ મો.**

ધાન્ય=અનાજ.
ડુંડું=કણસલું.
ઉંબી=ઘઉંની કંઠી.
પૈસાદાર=તાલેવંત; માતબર; ધનવાન.
કડબ=જાર બાજરીનાં લાંબા સાંઠા.
કણસલું=ડુંડું.
પુળા=કડબના ભારા.
બાજરીઉં=બાજરીનું કણસલું.
વવાય=રોપાય.
જાર=જુવાર. [મ.
શિઆળો=ટાઢની મોસ
સાંઠાં=અનાજના ઉભા સોટા.
ઢોર=ચોપગાં જનવર.
મસળે=ચોળે.
દળીને=લોટ કરીને.
લોટ=આટો.

**પાઠ ૩૫ મો.**

તલસરા=તલની શીંગ.
શેલડી=ગળ્યા રસનો સાંઠો.
શીંગ=ફળી.
જવ=એકજાતનું ધાન્ય.
કઠોળ=મગ, ચણા, વાલ. વટાણા વગેરે ધાન્ય.
ડાંગર=ભાત.
પોપટા=ચણા ફળી.
સર્વે=સઘળા, બધા.

## ( કવિતાની સમજુતી ). (૧૦).

બાજરીનાં ડુંડામાં બાજરી ને કણસલામાં જુવાર જોઈએ ( થાયછે ); તેમ કંઠીમાંથી ઘઉં, ડાંગર, ને જવ એ ત્રણે થાયછે. (૧).

તલ છે તે તલના છોડવામાં થાયછે, ને કઠોળ એટલે વાલ, વટાણો, મગ, વગેરે શીંગોમાંથી થાયછે; તેમ ચણા ભુંગફળીમાં થાયછે, ને શેરડીમાંથી શાકર અને ગોળ થાયછે. (૨). ચોમાસાના ચાર મહીના એટલે (અશાડ, શ્રાવણ, ભાદરવો ને આસો) એમાં જુવાર, બાજરી તૈયાર થાયછે ને શીઆળામાં (કારતક, માગશર, પોસ ને માહા) એ ચાર મહીનામાં ઘઉં ને ચણા થાયછે. (૩).

---

### પાઠ ૩૬ મો.

ધરતી=જમીન, ભૂમી.
કીલ્લા=ઊંચા ઘટ, બુરજ.
નાળાં=વેહેતો ઝરો, નાની નીક નદી.
મરડીયા=છો પકવવાના, ધોળા.
પાહાડ=મોટા ઊંચા સાથે જોડાઇને લાંબા ગયેલા ડુંગરો.
લુગડાં=કપડાં.
તરસ=સોસ.
મટાડે=દુર કરે, હોલવે.
કાંઠે=કીનારે.
ખેતર=અનાજ તથા ઘાસ પાકેછે તે જગો.
એકાએક=એકદમ, ઉતાવળે.

### પાઠ ૩૭ મો.

રાન=વન, જંગલ.
માંણેક=કીમતી જવાહીર.
અનેક=ઘણાં; બહુ.
જામફળ=જમરૂખ.
પદાર્થ=ચીજ, વસ્તુ.
જાંબુ=એક જાતનું ઠળીઆવાળું ફળ.
હીરા=ખાણમાંથી નીકળતો એક જાતનો કીમતી પદાર્થ.
વન=રાન, જંગલ.
સરખી=સપાટ, પાધરી.
ધાતુ=સોનું, રૂપું, ત્રાંબુ, કલાઈ વગેરે.
તપેલી=પાતેલી.
લોટા=કળશીઆ.
લોટીઓ=કસલીઓ.
પાળીઓ=ચાપ્પુઓ, છરીઓ.
જાત=તરેહ, રીત.

### પાઠ ૩૮ મો.

સેવા=ચાકરી, બરદાસ.
જંપવું=સુખે બેસવું; ઠરવું.
દાઝ=દયા, રેહેમ.
જન્મ=જીંદગાની; અવતાર.
ઉછેરતાં=મોટાં કરતાં.

ધ્રજવતાં=દુઃખદેતાં.
સંસાર=દુનિઆ;પૃથ્વી.
હેત વહાલ=પ્યાર.
સુખીઉં= સુખીઆરૂં; સુખી.
દુઃખીઉં=દુખીઆરૂં ; દુખી.
વેદના=દુઃખ;પીડા.
ચડાવવું= કબુલરાખવું.

પાઠ ૩૯ મો.

ગુણ=ઉપકાર;આભાર.
અવસર=વખત.
ટગમગ=ડગમગ; હાલ્યા વિના.
અમાપ=ઘણો; જેનો માપ નહીં.
ઘડી=૨૪મિનીટ ૬૦; પલ.
બરદાસ=સંભાળ.
ઉમ્મર=વય; જીંદગી.
દાસ=ચાકર; સેવક.
ટકતો=થોભતો; ઠરતો.
ખાજ=ખાવાનું.
લેશ=જરા; જરાપણ.
વેઠીને=ખમીને.
ઉપકાર=ગુણ;આભાર.
સમે=વખતે; વેળા.

(કવિતાની સમજુતી.) (૧૧).

જ્યારે બચ્ચું નાનું હતું તે વખતે તેનો પગ ધ્રૂજતો રેહેતો નહીં. અને ખાવાનું પણ બરાબર ખવાતું નહી. તેમ પોતાની મેળે ઉઠી શકાતું પણ નહીં, અને મનમાં જરાએ લાજ શરમ હતી નહીં. (૧). એવા વખતે બચ્ચાપર માબાપે દયા આણી, ને દુઃખ પોતે વેઠીને તેને સુખ આપ્યું, એ આભાર બચ્ચા ઉપર માબાપનો મોટોછે. (૨). કોઈ માણસ એવે વખતે જો રોજ બે ઘડી ચાકરી કરે તો ચાકરી કરાવનાર આખી જીંદગીસુધી તેનો દાસ થઈને રેહે. (૩).

---

પાઠ ૪૦ મો.

બાવળ=બાવળનું લાકડું, બાવળના લાકડાનું ઝાડ. (લી.
શૂળ=કાંટાવાળી ડાખ.
પૂઠીઆં=પૈડાને ફરતું લાકડાનું ગોળચક્કર
ફૂમતું=રેશમનું ફુલ.
તુરોસ=ફીક્કાશ.
પરડા=બાવળની શીંગ.
કુંડ=છોથી બાંધેલો ગોળ ઝરો.
નાઇડા=નાઇ; પૈડાની વચમાંનું લાકડાનું ગોળ ડુંગરૂં.
ઉતરડવું=સોરવું, ઉતારવું.
આરા=પૈડાની વચમાંના ફરતા લાકડાના ગોળ કકડા.
આળાં=ગદગદાં; પચ-

પચ્યાં; સુંવાળાં.
અથાણું=આથણું.
પુરો=બરાબર.
મજબુત=ચીકણું; જબરૂં.
ઝરે=વહે; ટપકે.
ચીકાશ=ચીક.

## પાઠ ૪૧ મો.

શેખચલ્લી=ખોટાખોટા બંગ ઉઠાવનાર; ચળેલો માણસ.
તુરંગ=ખોટા ખોટા વિચાર; બંગ.
ઓહોળા=ઘણાં; મસ.
ધુણાવવું=હલાવવું.
માલિક=ધણી; શેઠ.
ધાડવો=માટીનો મોટો ઘડો–વાસણ.
વેપાર=રોજગાર.
મજુર=વૈતરો; હેલકરી
ઉઠવા=આવવા.
કુકડી=મરઘી.
સોરીપેઠે=ગહુ; ઘણાજ
એકઠા=ભેગા.

ઉપજશે=પેદા થશે.
કમાઇશ=રળીશ.
પરણીશ=લગન કરીશ
ફૂટી=ભાંગી.

## પાઠ ૪૨ મો.

ચણતર=ચણી લેવાનું કામ.
માળ્યાલેવું=નળીઆ ચઢાવવાં.
ઓશરી=ઓટલી; પગથીઉં.
સારૂં=બંદોબસ્ત; કરાર.
હાટડાં=તાકાં.
ભોયરૂં=ઘરનાં ભોય તળીઆ નીચેની આગળની ઓરડી.
છોવરાવવું=છો દેવડાવવી.
મોભ=ઘરનામાળનો વચલો આડો થાંભલો.
વળીઓ=સાકટીઓ.
કાથો=નાળીએરની છાલની વણેલી દોરી.
પાયો=મૂળ ટેકણ.

કરા=દીવાલ; ભીંત.
પછીત=પછવાડેની ભીંત.
પાણીઆરૂ=પાણીના બેડાં મૂકવાની ઓટલી.
જાળીઓ=લોઢાના સળીઆ જડેલી બારીઓ.
ભો=બીક; ડર; ધાસ્તી.
પરશાળ=પેહેલા ખંડના ભોંય તળીઆની જગો.
ઝટપટ=જલદી; તાકીદ
રળિઆમણું=શોભીતું.

## પાઠ ૪૩ મો.

બિરાજવું=દીપવું; શોભા આપવી.
પાટડા=ભારવટીઆ.
મજાગરા=ચણીઆરાં નર માદાના ચાપડા.
સાગ=સાગનું લાકડું.
છજ્જુ=છાજ.

છોબાણું=છો દેવડાવવાનું કામ.
ઓરસાં=ચોડા પથ્થર; ચોડી ઈંટ.
લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર.
છૂટ=મોકળાસ; જગો.
મેડો=માળ.
મણા=કસર; ખામી.
છીંડી=ખડકી; વાડો.
દાદરો=લાકડાના પાટીઆની નીસરણી.
નીસરણી=વાંસ કે વળીનો દાદર: સીડી.
ખુંટીઓ=ખીંટીઓ.
તાકા=મોટા ગોખલા.

પાઠ ૪૯ મો.

છાજવું=દીપવું;શોભવું.
મેના=મધુરરાગનું પક્ષી
ગાલીચા=જાજમ;(મોટું કીમતી બીછાનું).
ચૂનાળાં=ચૂનાના; ચૂનો ફેરવેલા.
કઠેરા=લાકડાના પાટીઆ તથા લોઢાની જાળી જડેલો જરૂખો રવેશ.
ભૂપતિ=રાજા; પૃથ્વીપતિ.
નીર=પાણી; તેજ.
હીંચકો=હીંઢોળો; ઝોલો.
ચિત્ર=તસવીર; છબી.
સુડા=પોપટના જેવા લીલાપીછાના પક્ષી.
ખાટ=ખાટલો.
ખૂબ=ઘણુંજ; મસ.
રૂડાં=સારાં શોભાવંતા.
ઘડ્યાં=બનાવ્યાં.
રસોડાં=રાંધણી;રસોઈખાનાં.
રૂપાળાં=શોભિતાં;ખૂબસુરતાં.
ચણ્યાં=ચણી લીધાં.
દીશે=દેખાય; જણાય.
ખૂટે=ઘટે, ઓછું થાય.
મીઠા=મધુર; મધુરા.
શુદ્ધ=બરાબર; સાફ.
બેઠકો=બેસવાની જગો.
અગાસી=ધાબુ.
સેજ=ઢોલીઓ; પલંગ.
ખાસી=મજાની;સારી.
બીછાવી=પાથરી.
ભલા=સારા; મઝાના.

## (કવિતાની સમજુતી.) (૧૨.)

છજા, જાળીઆં, માળીઆં ઘણાં સારાં બીરાજે છે,ને બારીએ નાનાં બારણાં પણ સારાં દેખાય છે; પાણીનાં બેડાં મુકવાની ઓટલી ને રાંધવાની જગો પણ શોભિતી બનાવી છે; ને તે ઈંટથી ચણી લઈને તે પર ચુનો ફેરવેલો દેખાય છે. (૧). ટાંકામાં જે પાણી ભરેલાં છે તે કદી ખૂટતાં નથી, તેમાંથી લોકો વાંકાં વળીને પાણી

એમ્નો કાઢે છે; સુડા તે મેનાના જેવા સાફ મધુર શબ્દ બોલે છે, જેના પાંજરાં પીત્તળથી જડી લઇને રંગેલાં છે. (૨). બેસવાની જગો, કઠેરા, ને અગાસી સારી બનેલી છે, ને સુવાને વાસ્તે ઢોલીઓ તથા મઝાની હીંઢોળા ખાટ છે, તેમ ગલીચા મનને ગમે તેવી રીતે પાથરીને દિવાલના ઉપર રાજાઓની મોટી છબીઓ પાડી છે.



પાઠ ૪૫ મો.

સજ્જડ=મજબુત.
હણહણવું=સણસણવું; ઓંખારવું.
નસકોરાં=નાક આગળ દમ લેવાનાં બેકાણાં.
દાઢ=મોંમાં બેવડા દાંત આગળની જગો.
ડાચું=જડબું.
વાચા=ભાન; બોલવાની સમજ.
નરસી=ખરાબ; નઠારી.
પોચો=નરમ; સુંવાળો.
કાણાં=વેહે; છિદ્રો.
જાળવે=સાચવે;તપાસે.
ટેકો=આધાર; મદદ.
ઝીણાં=બારીક.
કકડા=ટુકડા; કકડા.
ભકો=ચુગદો;કકડેકકડા.
સાદ=અવાજ; સોર.
બરાડે=આરડે; પોકારે.

પાઠ ૪૬ મો.

ખીજવું=ચીડવું.
છેલાઈ=છાકટાઈ; વરણાગી; તોર.
પગરખાં=જોડી; ખાસડી.
અડફટ=આંટી.
પછડાઇને=અફળાઇને
આંટવાઇને=આંટો આવીને.
ખોટું=ખરાબ;નઠારૂં.
અમથી=ખાલી; વગર ખપની.
સ્વભાવ=મીજાજ.
રીસાળ=તામસી.
પગથીઉં=ઓટલી.
ફેંકી=નાંખી; લાખી.
વાંસે=પછાડી; પાછળ.
ખાબોચીઉં = નાનો ખાડો.
બગડયાં=ખરાબ થયાં.
ખબર=શમાચાર.
હાલ=હવાલ; દશા.

પાઠ ૪૭ મો.

અદેખા = કીનાખોર; ઝેરી.
ખારીલાં=તીખા સ્વભાવનાં.
અવતરવું=પેદા થવું.
કુરકુરીઆં=બોકીલાં;

ભોટીલાં; કુતરીનાં બચ્ચાં,
ગેલ=લાડ,
ભોટીલાં=ભોટીલાં કુતરીનાં બચ્ચાં,
આડો=વાંકો; ઊંધો; કહ્યું માને નહી તે,
અજાણ્યા=પારકાં,
ઘુરકવા=દાંતીઆકરવા; ચીડવા.
લાગ=દાવ; તક.
બચકુ=ડાકું; કરડવું તે
સઘળા=બધા.
જંપે=સુખે બેસે; ઠરે.
ઉઘડેછે=ખુલ્લી થાયછે.

પાઠ ૪૮ મો.

ખીલવું=પાંખડી ફૂટી પડવી.
અંગ=શરીર; શરીરનો ભાગ.
મૂળીઉં=મૂળ; જડ.
વહે=બાકું;કાણું; છિદ્ર.
ચુસે=સોસે; રસ ગળે.
નરી=એખલી.
પાંદડાં=પાંતરાં.
કળી=ખીલ્યા વગરનું ફૂલ.
બતાવું=દેખાડું.
વાર્વાએ=રોપીએ.

પાઠ ૪૯ મો.

લાગલાગટ=રોજ રોજ; પાંચ સાત દિવસ સામટા.
ખસખસ=અફીણના
ફણગો=સણગો. (બી.
થળીઓ=કળીઓ.
સીંચીએ=રેડીએ.
સમજાસે=ધ્યાનમાં ઉતરશે: ઠસસે.

પાઠ ૫૦ મો.

વહેળો=નાની નદી;નાળુ ઝરો,
તડે=તીરે; કીનારે; કાંઠે,
ઉપકાર=પાડ;આભાર.
ચટકો=ડંખ,
બદલો=અવેજ; પાડ,
આબરૂ=માન; ઇજત.
ઝાંપ=જાળ; ફાંદો,
તણાતી=ખેંચાતી,
દયા=રેહેમ; મેહેર.
વળગીને=બાઝીને.
દિવસ=દહાડો; દીન.
ઝટ=જલદી; તુરત.
ચુકવું=ભુલવું; વીસરવું.
પરમેશ્વર=મોટો ઇશ્વર.

પાઠ ૫૧ મો.

ડાંગર=ભાત
ક્યારડા=પાણીભરાયલા નાના ખાડા ક્યારા.
પરાળ=ભાતનું ઘાસ.
છાલાં=છોતરાં.
ચોખા=ડાંગરમાંથી નીકળેલા દાણા.
તરૂ=નાનાં નાના કુમળા છોડ.
લીલ છમ=ઘણાજ લીલા; (કાચી કેરી જેવા ).
દાણા=અનાજ; ધાન્ય
ખંખેરી=ઝાપટી.
ઝાડકે=વા દઇ કસતર કાઢે; ઉપણે.
નીપજાવે=પકાવે.
ખેડુત=ખેતી કરનારા.

કરનાર=બનાવનાર.
ભારે=મોટો; ઘણો.

પાઠ ૫૨ મો.

માંજરી=ભુરા ડોળા વાળી.
ઘીઆળુ=ઘીએ ચોપડેલું: ઘી ઘાલેલું.
તલપ=ડાફું.
તીણું=અણીવાળુ.
લુખુ=ઘી વગરનું.
ચોખી=સમજણ વાળી; અક્કલવંત.
વેર=દુસમનાઇ; ખાર.
હળવે=ધીમે; આસ્તે.
સુઝે=દેખાય; જણાય.
તરત=જલદી.
બિગાડ=નુકશાન.

પાઠ ૫૩ મો.

બીકણ=બીએ એવા નરમ; પોચો.
અજાણ્યું=પારકું; પરદેશી; કોઇ દાહાડો જોયલું નહીં તે.
સોડ=બાજુ; પાસે.
સામું=તરફ.
બાઝી=વળગી.
ગભરાયો=અકળાયો.
કાદવ=કીચડ.
ઉઠાડ્યો=ઉભો કર્યો.

પાઠ ૫૪ મો.

દરિઓ=સાગર; સમુદ્ર.
અગરીઓ=મીઠું પકવનાર.
રાશ=મીઠાના ઢગલા.
કયારા=નાના ખાડા.
અગર=મીઠું પાકે તે જગ્યા.
ઉસરડવું=સાંભરી લેવું
કાંઠે=કીનારે.
પડ=થર.
ઢગલા=ગંજ.
મટોડી=ચીકણી માટી.

પાઠ ૫૫ મો.

પ્રમાણે=રીતે.
ભણીગણી=લખી વાંચી હોંશીઆર થઇ
કોથળા=પાંચ મણનો બોજો.
ઓહો=અરે! વાહ!
શેરી=ફળીઉ; મોહોલ્લો.
નાકે=છેડે; છેવટે.
મેડીઓ=માળ.
ભાર=બોજો.
એકીવારે=એકદમ.
મેલેલા=મૂકેલા.
સેહેલથી=થોડી મેહેનતે
ડાહ્યા=શાણા; સમજુ.

પાઠ ૫૬ મો.

પંથ=રસ્તો, ધર્મ.
ખર=ગધેડો.
પાણ=પથ્થર.
એંધાણ=નિશાની.
લહિઓ=સારા અક્ષરનો લખનાસે; ભોમિઓ; જાણીતો.
ઘેરાયછે= ઘસાયછે.
પંડીત=વિદ્વાન; લાહેર
નીપજે=થાય; બને.
ગાઉ=કોસ.
કપાય=મટે; દુર થાય.
અભ્યાસ=મહાવરો.
કાયર=હેરાન; દુ:ખી.
આળસ=સુસ્તી.
તોલ=વજન.

## (કવિતાની સમજુતી.) (૧૩)

માણસ ભણતાં ભણતાં વિદ્વાન થાય, અને લખતાં લખતાં સારા અક્ષરનો લખનારો બને; તેમ રોજ જો ચચાર ગાઉ ચાલ્યા કરે તો લાંબો રસ્તો હોય તે પણ કપાઇ જાય. (૧). પોપટ જેવો પશુ પણ શીખવ્યાથી શબ્દ બોલતાં શીખેછે; તો કાયર થઇને જે માણસ ભણવાથી આળસ કરે તેને ગધેડા જેવો જાણવો. (૨). કૂવા ઉપરના જે કાળા મોટા પથરા, તે રોજ પાણી ભરવા જતાં દોરડાના ઘસારાથી ધીમે ધીમે ઘસાઇ જાયછે, એ નિશાનીનો દાખલો લેઓ. (એટલે એ પથરા ઘસાયછે તો ગમે તેવો કોઇ મુરખ માણસ હશે ને તે મેહેનત લઈ શીખવા માંડશે તો તેને શું નહીંજ આવડશે? ના, આવડશે. (૩).

**પાઠ ૫૭ મો.**
જંગાલ=ત્રાંબાનો કાટ.
જસત {સફેત મેલા
સીસુ {રંગની ધાતુ.
કાટ=કીટ.
દીઠામાં=જોવામાં.
નરી=સ્વચ્છ;ચોખ્ખી.
જવલે=કોઈ વખત; કદાચ.
દેવતા=અગ્નિ; વસ્તેવ.
ગાળે=પીગળાવે.
ચોખ્ખી=સાફ;સ્વચ્છ.
ભારે=વજનમાં ઘણી.
ચળકતી=ઝળકતી.
માંજીને=અજવાળીને.
ઝાંખું=તેજવગરનું.
નરમ=પોચું.

**પાઠ ૫૮ મો.**
ગદીઆણો=૧૯ વાલ; અડધોતોલો.
ઓગળવું=પીગળવું.
વરક=સોનારૂપાના છેક પાતળાં પાનાં.
પતરાં=ધાતુના ટીપીને પાતળાંપાનાંકરેલાંતે
ટીપી=ટપેરી.
રજ=રચકણ; કણી.
તાવ=આખો કાગળ.
ચિકાશ=ચીક.
વાળ=બાલ; નીમાળા.
મસ=ઘણો; બહુ.
તાપ=ગરમી.
આંચ=ઝાળ.
યાદ=ફોમ.

**પાઠ ૫૯ મો.**
ડોસો=ઘરડો માણસ.
અચંબો=નવાઇ.
હેડવું=અડકવુંબાઝવું.
પુરો=બરાબર.

સંપ=એક મત; એક દિલ.
કને=પાસે; સોડે.
ભારી=મચકી.
મંગાવીને=અણાવીને.
કારણ=સબબ; મતલબ
બળ=જોર; કસ.
સંપસંપીને=હળીમળીને
નબળા=કમજોર.

પાઠ ૬૦ મો.

ટીબલી= અટકચાળું; ટીખલ કરે એવું; તોફાની.
અટકચાળાં=આડા; વ વળાટવાળાં.
અડપલાં= અટકચાળાં કામ.
નિરાંત=ચેન; સુખ.
ગલોફાં=ગાલ, ડાચાં.
ભુસકા=કુદકા.
માંકડાં=રાતા મોંનાં વાંદરાં.
વગડામાં=વનમાં.
ઉઘાડી=ખુલ્લી.
ચીડાય=ખીજવાય.
વીટાળીને=લપેટીને.
લટકાવીને=ટીંગાવીને.

પાઠ ૬૧ મો.

બાયડીઓ=બઇરીઓ.
ચંડાળ=પાપી; દુષ્ટ.
શાહેદ=શાક્ષી.
ઇનસાફ=ફેસલો.
અરે=હાય; ફીકર.
દશા=હાલ; હવાલ.
ગળેપડુ=ધાન પડુ; લુચ્ચી; પસરૂ.
વઢવાડ=લડાલડી.
જાણીઓ=બાઇઓ.
ફર્યાદ=અરજ,રાવ, દાદ
કડકા=ભાગ, કકડા.
બરાબર=સરખા.
હુકમ=ફરમાસ.
છાનીમાની=મુગીમુગી.
બૂમબૂમ=ધાંટે ધાંટા.
ઉઠાવું=છોડું; મુકું.
ખરી=સાચી; ખૂદ.
હવાલેકર્યા=સોંપી આપ્યો; તપાસી આપ્યો.

પાઠ ૬૨ મો.

વેળા=વખત, સમય.
અઠવાડીઉં=આઠ દાહાડાની મુદ્દત.
ધ્યાન=ચીત્ત; સરત.
અંગ્રેજ=ગોરા લોક; ટોપીવાળા; સીનોર.

પાઠ ૬૩ મો.

પોહોર=ત્રણ કલાક.
મહિનો=૩૦ દાહાડા.
આથમે=અસ્ત પામે; ઘેર=જાય.
મધરાત=વચલી રાત.
પખવાડીઉં=પંદર વાડીઉં.

પાઠ ૬૪ મો.

વા=પવન.
શીશી=કાચની નાની બાટલી.
વીંજણો=પંખો.
વાયરો=પવન; વા.
બફારો=પસીનો, પરસેવો.
પવન=વા; વાયરો.
વાસીને=દઇને, ઢાંકીને.
થીર=હાલે ચાલે નહી.

તે; એકની એકજ જગ્યાએ રેહે તે.
લોટો=કળશીઓ.
બોળ્યો=ડબોળ્યો.
બદલે=જગોએ.
દબાવી=બોળી.

પાઠ ૬૫ મો.

લેહેરો=વમળ; લીસોટા.
ગતિ=શકિત; બળ.
ધ્રૂજવું=હાલવું:કાંપવું.
પ્રવાહી=પાણી જેવો નરમ.
જુગતી=તદબીર; હીકમત.
નાદ=અવાજ; સાદ.
ઇશારત=ચિન્હ;નિશાની; સાન.
સાદ=અવાજ.
કુંડાળાં=ગોળ ચકરડાં.
ઉપરા ઉપરી=એક પછી એક.
છેટે=આઘે; દુર.
અથડાય=અફળાય.
ફલાણો=હરેક; મુકરર.

કરેલો.
ઘાટ=ડોળ; (ઘડીને કરેલી બનાવટ.)
બેહેરા=કાને સાંભળે નહીં તે.
ઘરડપણ=બુઢાપણ.
જન્મ બેહેરા= જન્મે ત્યારથી બેહેરા.
મુગાં=મોઢે બોલી શકે નહીં તે.

પાઠ ૬૬ મો.

ટાટ=શણનું કપડું.
કાગદી=કાગળ વેચનારો.
ઘુંટવું=મોહોરો દેવો; સાફ લીસું કરવું.
ખેળ=લાહી.
ઘા=ધાયો; દસ્તો.
તા=તાવ; આખો કાગળ.
સાહેબખાની= ઉંચા-સાહેબ લોકોને વાપરવા જેવા.
ડોતીદેવું=ડબોવવું; બોળી કાઢવું.
તાવ=આખો કાગળ.
ફટકડી=ફટકી.
ચાલણી=ચાળણી ઝીણા ઝીણા વેહેવાળું ધાતુનું વાસણ.
પલાળી= ભીનાળી.
સંકેલ=વાળું; ઉગળું.
ઠરીને=બંધાઈને.
કકરા=ચરબડા; (હાથ ફેરવીએ ને લીસા લાગે નહીં તે.)
લીસા=સાફ ઘુંટેલા.
ઉંચા=સારા; કીમતી.

પાઠ ૬૭ મો.

મૂર્ખાઈ=બેવકુફાઈ.
દેશાવર=પરદેશ; દેશાંતર.
ફાળ=ધાશકો; ફિકર.
ઝળઝળીઆં=આંસુ.
ઠોઠમોઠ=મૂરખ; અણઘડ.
અભણ=વગર ભણેલો મૂર્ખ.
નામું=નામ; દફતરી કામ.

મથાળું=ઉપલો ભાગ.
ધણી=વર; માંટી.
ડેડ=છેક; નાકે સુધી.
રોવા=રડવા.
માઠી=ખરાબ;મુવાની.
ખબર=સમાચાર; સંધેસો.
ઉકેલીને=ફોડીને.
રૂઓછો=રડોછો.
પછવાડેથી=પાછળથી ; પછાડીથી.
લાજી=શરમાઈ; લજવાઈ.
પસ્તાવો=અફસોસ.

પાઠ ૬૮ મો.

અભિમાન=અહંકાર.
નિશાની=એંધાણી;ઇશારત.
સરદાર=સગદાર,ઉપરી
અસાર=સાર નહીં તે; નઠારૂં.
રાય=રાજા.
વેહેમ=શક; સંદેહ.
ઉર=દિલ; મન.
બકવું=લવવું; લવારો કરવો.
સારઅસાર=સારી નઠારી વાત; સારૂં નઠારૂં કામ.
અક્ષર=હરફ; દસ્કત.
અપાર=ઘણોજ; જેનો પાર નહી.
જગ=જગત; પૃથ્વી.
વડી=મોટી.
શીખામણ=ફાયદાની વાત.

## ( કવિતાની સમજુતી.) (૧૪)

મૂરખને માથે કંઇ સીંગડાં ઉગીને તેની નિશાની હોતી નથી પણ જેને સારા નરસાનું કશું ભાન નથી તેનેજ મૂરખ સમજવો. (૧). જેને એક હરફ પણ લખતાં વાચતાં આવડે નહીં (કાળા અક્ષરને કુટી મારે), ને મનમાં અંહકાર ઘણોજ રાખે તેવા માણસને પૃથ્વી ઉપર બધા મૂરખાઓનો સરદાર સમજવો. (૨). મોટી મોટી વેહેમ ભરેલી ઘણી વાતોનો તે લવારો કરે, પણ તે મૂરખનો રાજા કહેલી શીખામણ સાંભળતો નથી. (૩).

---

પાઠ ૬૯ મો.

વેતરૂં=મેહેનત મજુરી.
આળોટવું=ગોલાંટ ખાવાં; ગબડવું.
અમીર=મોટા માણસ.
દાબડો=ખાડો.
ધીરજ=સબુરી; શાંતી.
ખમી=સહી;સહનકરી.
હઠે=પાછું ફરે; દબે; હારે.
મરજી=ઇચ્છા; ખુશી.
દેખાદેખી=જોઇને.

ડોક=ગરદન; ગળું.
ભાર=બોજો.
લાજ=શરમ.
સીધી=પાધરી.

પાઠ ૭૦ મો.

ડેલું=તમેલો. (દાર.
ન્યાલ=ગબ્બર; પૈસા-
પૂરૂં=બરાબર; પેટભ-
રીને.
છોડાવ=મુકાવ; મેલાવ.
દેખાયો=જણાયો.
ખોતરતો=ખોદતો ખ-
ણતો.
ભેદ=કારણ; મરમ.
ધન=પૈસો; દોલત.
ચરૂ=તાંબાનો બે કડા-
વાળો દેગડો.

પાઠ ૭૧ મો.

શેતુર=એક જાતનો મે-
વો પોપેરના આકા
રનો થાયછે.
ખદખદતું=ઉનું ઉનું.
અબોટીઆં=રેશમી લૂ-
ગડાં.
પતંગીઉ=એક જાતનો
જીવડો.
હીરાગળ=રેશમી.
ગજીઆણી=ગજપુના
નું રેશમી કપડું.
તાતણો=તાર.
મુગટા=કોરણ વાળાં
હલકાં બોટીઆં.
મશરૂ=રેશમી કપડું.
કોશેટો=ગોળ લાંબી દ-
ડી.
હીર=રેશમ.
કીડા=લાંબા જીવડા.
ભાતભાતના= જાત
જાતના.
કીનખાબ=કસબનાબુ-
ટ્ટાવાળું રેશમી ઊંચું
કપડું.

પાઠ ૭૨ મો.

આખલો=ગોધો; સાંઢ.
મચ્છર=ગણ ગણતો
જીવડો.
માતેલો=જબરો; ધરા-
યલો; મતબાલો.
નબળો=કમજોર; લુલો.
સાંઢ=આખલો; ગોધો.
આંટો=ચક્કર; ફેરો.
તોબા=કાયર; કંટાળો.
તુચ્છ=હલકો; નીચ.
અહંકાર= અભિમાન.
ધરાઇને=તરપત થઇને
ગણગણતો=ગુણગુણ
કરતો.
નીચ=હલકો; તુચ્છ.
જબરા=જોરાવર.
પલક=પલ; ક્ષણ.
કચેરી=કચડી; છુંદી.
પછાડે=અફાળે; ઝીંકે.
વેદના=દુઃખ; પીડા.
ગાંડો=દીવાનો; ઘેલો.

પાઠ ૭૩ મો.

કરોળીઓ=જાળમાં રે-
હેનારો જીવડો.
હરાવવું=હંફાવવું; જી-
તી લેવું.
બેહેકવું=છાકી જવું;
વધારે બોલવું.
જાળું=ફાંદો; ફાંસો.
જીતવું=જીતી લેવું;
હરાવવું.
શેર=૪૦ પૈસાભારનું

વજન; (જબરો હો૦ ય તે).
ફુલાઈ=અહંકારે ભરાઈ
સાંઢીઓ=ગોધા;સાંઢ.
બરોબરી=સરખા સર-
ખી; હરીફી.
ગર્વ=અહંકાર.
હસવા=મજાક કરવા.
નજ=નહીં; ના.
ફાંફાં=ખોટી મેહેનત;
વેવલાં.
અટવાટો=આંટીમાં
આવતો.
જીતનાર=જીતી લેનાર;
ફતેહ પામનાર.
કેવળ=બીલકુલ; તદન.

**પાઠ ૭૪ મો.**

કોમળ=નાજુક; કુમળુ.
રમુજી=ખુશલાગેએવું.
ચંચળ=હોંશીઆર.
પટા=લીસોટા; કાપા.
રૂવાંટાં=ઝીણાં ઝીણાં
બાલ.
ચિતારો=ચિત્ર પાડ-
નાર.

**પાઠ ૭૫ મો.**

છેતરવું=ઠગવું.
પાપ=નઠારૂંકામ; (ન-
ઠરાં નામનો દોષ).
દડિઓ=પડીઓ.
ચુકવવું=ખસેડવું.
સંતાડવું=છુપાવવું.
કરડી=આકરી;સખત.
નાત=જમણવાર; વરો.
બગડ્યું=તપત ભરાયો.
સરત=નીધા; ધ્યાન.
છેતરાઇ=ઠગાઈ.
વાહાલી=પ્યારી.
નાનપણ=બચપણ.

**પાઠ ૭૬ મો.**

ઘડી=૨૪ મિનિટ.
પળ=લેહેજો.
તરતુ=અતરંગ રેહેતું.
મંદિર=દેરૂં, દેવસ્થાન.
ટંકાટંક=માથા સુધી.
જોશી=જ્યોતિષ વિદ્યા;
જાણનારા.
ડુબીજવું=બુડી જવું.
કાઠ્ઠક=કોઠો.
માપ=ભરત; પરમાણું.

વાપરતાં=કામમાં આ
ણતાં.

**પાઠ ૭૭ મો.**

ભારે=કીમતી; મોઘી.
મોહોર=પંદર રૂપીઆ-
ની કીમ્મતનો જુ-
નો સોનાનો શિક્કો.
કસબ=જર, કીનખાબ
પાલવ=કોર.
વેઢ=વેંઝીઉં.
કંદોરો=કેડે ઘાલવાનું
ઘરેણું.
કીમ્મત=મૂલ; ભાવ.
ઉપડે=ઉચકાય.
સુંદર=સારાં; મઝાનાં.
કંઠી=સોનાની સાંકળી.
તાલેવર=પૈસાદાર.
તોઈ=ફીત.

**પાઠ ૭૮ મો.**

નાખુશ=દલગીર.
ટટાર=સીધો; પાધરો.
ખુશી=હરખ; સંતોષ
નાખુશી=દલગીરી.
પોતાકા=પોતાના.

**પાઠ ૭૯ મો.**

વાચા=ભાન; બોલવા-
ની સમજ.
ભાન=સમજ; અક્કલ.
શા વાસ્તે=કેમ ? શાને
માટે ?
પુણ્ય=ધર્મ; દાનનું આ-
શીષ.
કશું=કંઇપણ; જરાએ.

## પાઠ ૮૦ મો.

કાંચળી=કાપડું; બાયડી-
નું ચોળી જેવું
પેહેરવાનું કપડું.
પીયર=બાપનું ઘર.
મોસાળ=મામાનું ઘર.
હેત=પ્યાર; ચાહેના.
હરખ=ખુશી આનંદ.
ડેસ=ડોકર; ખપ્પા.
પલળી=ભીનાઈ.
બગડી=ખરાબ થઇ.
રીસ=ગુસ્સો; તામસ.
ઉતરી=નરમ પડી.
વાંક=તકસીર; ગુન્હો.
બાપડી=બીચારી; ગ-
રીબડી; રાંક.

## પાઠ ૮૧ મો.

નિંદે=બદબોઈ કરે.
બળવંતો=જોરાવર.
કલેશ=કજીઓ; કંકાસ.
હળતાં=હળીનેરેહેનારા
સંપી=સંપકરીહળીમળી
સુખચેન=મજા;સંતોષ.
શોક=દલગીરી;પસ્તાવો
ઘટે=ઓછી થાય.
લેશ=જરા; જરાપણ.
ગીતો=બાયડાંઓ રાગ
કાઢીને ગાયછે તે.

## (કવિતાની સમજુતી.) (૧૫).

આપણે બેનો ભાઈ ને બેહેન હળી મળીને સંપથી રમીએ તો ઘણું સુખ થાય; લઢી વઢીને કંકાસ કરીએ તો જીવને ઉચાટ થાય, આબરૂ ઓછી થાય, ને વળી લોકો પાછળ બદબોઈ કરે. (૧). જે આપણો બાપ (ઇશ્વર) મોટો જોરાવર છે, તે ઇશ્વર હમે સદા હળીમળીને રહીએ એવું તું કર; કે જેથી નિરંતર સુખમાં દાહાડા જાય, અને કોઇ દહાડો જરા પણ કજીઓ કંકાસ થાય નહીં. (૨). જે છોકરાં એક બાજા સાથે હળીમળીને રેહેતા હોય, તે કોઈ દાહાડો સામ સામાં લડે નહીં; તેઓ સાથે રમી જમીને ગીતો ગાય છે, તેથી તેમની મા મનમાં ઘણી ખુશ થાયછે. (૩).

---

## પાઠ ૮૨ મો.

ટપકાં=ઝીણાં ટીપાં.
ધુમર=ધુમ્મસ; દળ.
ઝમવું=બંધાવું.
બરફ=ઠરીને બંધાઈ
ગયેલું પાણી.

કરા=હવામાંથી છુટું પ ડીનેબંધાયલું પાણી
રૂપ=ડોળ; કાનતી.
ઠીબ=માટીની ગાગર કે દોરીઆનો ભાગેલો નીચલો ભાગ.
બરાળ=બાક; શેવાળ.
તાસક=ઢાંકણું; ધાતુની રકાબી.
ગગન=આકાશ.
ઠાર=ઠંડ; હીમ.
વેગળેથી= આઘેથી.
ઝાકળ=સરદી; ઓસ.

પાઠ ૮૩ મો.

મધ્ય=વચલા વાંધાના; સાધારણ.
પુષ્કળ=ઘણું; બહુ.
ડામ=ડીંનો ચપકો.
બરડો=પીઠ; વાંસો.
સાંધા=કટકા.
પાંસળીઓ=પાસા તરફની હાડકીઓ.
ટકીટકીને =અઘેલીને; ટેકો દેઇને.
જડબું=ડાચું.
ઝેરી=વીખવાળું.
થેલી=કોથળી.
ભેળું=સાથે.
જખમ=કરડેલી કે વાગેલી જગો.
પસરે=ફેલાય.
ઘટતા=લાયક; જોઇએ તેવા.

પાઠ ૮૪ મો.

સિંહ=જનાવરોનોરાજા; મોટું ચોપગું પશુ.
જીવતદાન=નવોજન્મ.
મહારાજ=મોટા રાજા; રાજા ધીરાજ.
કાલાવાલા= ખુશામત; વારેવારે કરગરીને કેહેવું તે.
સામર્થ્ય=જોર; બળ.
છાંયે=શીળે; ઓળે.
દોડાદોડ= દોડ ધામ; નાસા નાસ; ઢીંગા મસ્તી.
ગુનો=અપરાધ; વાંક.
માફ=ક્ષમા;જવાદેવુંતે.
ચાકરી=સેવા.
ટાળીશ=મટાડીશ.
શેખી=પતરાજી;વડાઇ
વન=રાન; જંગલ.
ગરીબડો=કંગાળ; રાંક.
ઘેલો=ગાંડો; નાદાન.

પાઠ ૮૫ મો.

હાજર=તૈયાર.
તરણું=તખલું.
બજાવશે=કરશે.
દાસ ચાકર; સેવક.
જાળ=ફાંદો.
છુટાયું=નીકળાયું.
અકળાયો=ગભરાયો.
બુમો=પોકાર; ઘાંટા.
બદલો=અવેજ; પાડ.
કાતરી=કરડી.
પ્રસંગ=વખત; સમય.

પાઠ ૮૬ મો.

સાંઠીઓ=કરાંઠી; સોટીઓ.
રેસા=દોર કુંચાં.
ભોયા=કાંઠા; કરચાં.
સુતળી=સણના રેસાની દોરી.
ટાટપટી=સુતળીનાંટાટ.

દીવાશળી=દીવા કરવાની સળી.
માણસ પૂર= માણસ જેવડા; માથોડા પૂર.
ઝાઝા=ઘણા; બહુ.
ઊપાડી=ઉચકી.
મરડીને=આમળીને.

પાઠ ૮૭ મો.

શિઆળવાં=શીઆળનાં બચ્ચાં.
ભુગળાં=નળાં.
વાઢ=શેરડી ઉગેલી તે જગો-ખેતર.
બોલ=ખોલ; ગુફા; બંડેર.
ખંડેર=ખંડિએર.
મેદાન=લાંબી પોહોળી ખુલ્લી જગો.
ચોરીથી=ચુપકીથી.
ટોળું=જથો.
મુએલાં=મરી ગયલાં.
કુકડા=મરઘા.
નુકસાન=બિગાડ.
એકાંત=એખલા.

પાઠ ૮૮ મો.

લોભીઓ= લાલચુમાણસ.
જમણવાર=ન્યાતવરો.
પડપુછ=તજવીજ; તપાસ.
લાભ=ફાયદો; નફો.
તપેલાં= પાતેલાં.
સંભાળી=સાચવી; તપાસી.
વિઆય=જણ્યાં.
બચ્ચાં=છોકરાં.
ભૂલથી=ગફલતથી.

પાઠ ૮૯ મો.

ધૂતારા=ધુતીલેનારા; સમજાવીલઇજનારા.
નાદાન=ઘેલો; અણસમજુ.
આદમી=માણસ.
ફરીને=બીજી વખત.
નાત=જમણવાર; વરો.
ખપ=જરૂર; કામ.
ચુપ=મુગો; અબોલો.
વસતા=રેહેતા.

પાઠ ૯૦ મો.

ભીંડી=શણને મળતી જાત.
વાણં=ભીંડીનારેસાની દોરી.
ફેર=તફાવત; ફરક.
ગરીબ=પૈસા વગરના; રંક; નિર્ધન.
ટકાઉ=મજબૂત.

પાઠ ૯૧ મો.

ખુંધ=ટેકો; મોટો ટેકરો.
રણ=રેતીનું મેદાન.
રેતાળ=રેતીવાળી.
ચરબી=જનાવરનાચામડાનાપાતળા પડમાંથીજે ચીકણીઘી જેવીવસ્તુનીકળેતે.
સંદેશો=સમાચાર; કેણ
પોપણ=ગુજરાન.
મુસાફરી= ગાડીએ કે પગે ચાલતાએકદેશથીબીજેદેશજવુંતે
સાંઢણી=ઊંટની માદા; (ઝડપથી ચાલનારૂં ઊંટ).
તરેહવાર=અજબ રીતનું; ઓર તરેહનું.

ઝડપ=તાકીદ; ઉતાવળ.
બાવળીઓ= બાંવળનાં
કાંટાનું ઝાડ.
સંકડાઇ= સંકોચાઈને;
દબાઇને.

પાઠ ૯૨ મો.

વનસ્પતિ= લીલોતરી.
વેલા=ભોયપર પથરા-
તો છોડ.
બટાટા=અલુખડા.
તાંદલજો=તાંદળીઆની
કે ચોલાઈની ભા-
જી.
સુરણ=એક જાતનોકંદ.
મેથી=મેથીની ભાજી.
રતાળુ=એકજાતનો કંદ.
તળવું=તેલમાં વઘારવું.
પોઈ=પોઈની ભાજી.
સકરીઆ=મોઠોકંદ.
અળવી=અળવીનીભા
જી.
બાફીને=પાણીમાં રાં-
ધીને.
કુમળા=નરમ; સુંવાળા.
ચડે=બફાય; રંધાય.

પાઠ ૯૩ મો.

સેકટો=સરગુઓ.
અગથિઓ= અગથિ-
આના ફુલનું ઝાડ.
કડો=કડાનાફુલનુંઝાડ.
લીલવા=મીંચ; દાણા.
ફોલીને=છોલીને.
સુદ્ધાં=સાથે.
રીંગણાં=વેગણાં.

પાઠ ૯૪ મો.

પાર=સામો કીનારો.
માછી=ઢીમર; માંછલાં
પકડનારો.
સઢ=ખાદીઓ બાંધી
સાકટીસાથે સીવીને
વાહાણ ચલવવા
સારૂ બાંધેલી તે.
ખારવા= ખલાસી.
મછવો=નાની હોડી.
હંકારવું=પાણીમાં ચ-
લાવવું.
સીધું=ખાવાનું;ભથ્થુ.
હલેસાં=ચાટવાં.
સામાન=ચીજો.
તોપ=મોટી બંદુક.

ખાદરો=ખાદીની પી-
છોડી.
ભાગ્યે=મુશકેલાઈથી.
સમાઈ=માઇ.

પાઠ ૯૫ મો.

રીંછ=બીયામણું બા-
લવાળું જાનવર.
બિયામણું=ભયંકર.
મધમાખ=મધ કરેના-
રી માખી.
મધપુડો=મધ માખમી
પુડો.
મજબુત=જોરાવર.
ભાવે=સ્વાદ લાગે.
રાની=જંગલમાંની.
ભોગ=કમબખ્તી.
ચટકા=ડંખ.

પાઠ ૯૬ મો.

ભચરડીને=કચરડીને.
જવલે=કોઇ વખત.
ભમતાં=ભટકતાં.
થાક=મેહેનત; શ્રમ.
પીઠ=બરડો; વાંસો.

પાઠ ૯૭ મો.

હલકી=થોડી કિમ્મત.

નો; સસ્તી.
મેળવણી=મેગ.
કંસારા=ધાતુનાં વાસણ બનાવનારા.
કલઇઘડા = કલાઇનાં વાસણ બનાવનારા
ઘાલી=રાખી.
વાળીએ=મરડીએ.
દોહણી = કલઇઓ; છાસની તામડી.

પાઠ ૯૮ મો.

ગોળીઓ = સીસાની લખોટી.
છરા=નાની નાની સીસાની ગોળીઓ.
બંદુક=નાની તોપ.
કાંતીલોઢું=ચીનાઇ લોઢું.
વોહોરા=હોરા લોકો.
કાંસુ = એક જાતની બરડ ધતુ.

પાઠ ૯૯ મો.

રેત=મોસમ; વખત.
કુંપળ=ફણગો; અંકોર.
મોર=આંબાનાં ફુલ.
આંબાંગાળો=કેરીગાળો કેરીનો રસ કાઢીને જમવાસારૂ બાઇભાડું તેડવા તે.
તરબૂચ=એક જાતનું રસદાર ભુરા કોળા જેવું મોટું ફળ.
ટેટી=ખડબુચાં.
કેલ્લોલ=ચેનબાજી.
ટોકા=મધુર શબ્દથી બોલવું તે.
રાએણ=લીંબોડીના જેવા મેવા.
બફારો=પસીનો.
કોયલ=કાળું મધુર રાગનું પક્ષી.

પાઠ ૧૦૦ મો.

ધમઘોર=ચડી આવેલું તે;ઘેરાઇ ગયલું.
વીજળી=વીજ.
ચમકારા=ઝમકારા.
કડાકા=અવાજ.
ગર્જના=ગડગડાટ.
કાટકો=મોટો અવાજો.
પુર=ભરતી; રેલ; પાણીનું આવવું.
હેલી=ઝડી;વરસાદ બેચાર દિવસ સામટો આવે તે.
દુકાળ=અનાજ પાણી નહી મળે એવો વખત: કદી મોઘવારી
તર=તરપત; બરાબર. પેહલી.

પાઠ ૧૦૧ મો.

કપાસિયા=કપાસના બી
ઠુંઠવાવું=ટાઢેસીકડાવું.
કાલાં=કપાસનાં જીંડવાં
ડગલી=નાની બેવડી અંગરખી.
હીમ=ટાઢ; ઠંડ;ઠાંઠલ.
તેજાનો=મસાલો.
સગડી= કાંણાં કાંણાં વાળુ માટીનું દેવતા રાખવાનું વાસણ.
કુંડાળું=ગોળ ચકરડું.
તાપણી=ઘાસ, બરોડા વગરે કરાંઠીનું બળતું.
મહા મહા=ઘાણું ઘાણું.

પાઠ ૧૦૨ જો.

ચૂડા=બાયડીઓ હાથે

પેહેરેછે તે.
દુશ્મન=શત્રુ; વેરી.
રમકડાં=બાળકને રમ-
વાની ચીજો.
ઉપાડે=ઉંચકે.
અટપટી=અઘરી; છુટે
નહીં એવી.

પાઠ ૧૦૩ જો.

છત=સીલીંગ; સંઘરો.
ભઠી=દેવતાનો આરો.
ગોતર=અનાજના છા-
લાં છોતરાં વગેરે.
કસણવું=ચોળવું; ગુંદવું
લોંદો=લપકો; લચકો.
પણો=ઝીણી રેત.
ચોકઠું=ચોખંડો સંચો.
અલગ=અતરંગ; હાલે
નહીં એમ.
જરૂર=પરવા; દરકાર.

પાઠ ૧૦૪ થો.

કોલ=કેલ; છો કે મા-
ટીને પરાળીનેગારો
કરેલો તે.
મટોડું=ચીકણી માટી.
આધારે=આશરે.

પાઠ ૧૦૫ મો.

ખલાસી=ખારવા.
વેહેરવું=કરવતવતે ચી-
રવું; પાટીઆંપાડવાં
કામડાં=વાંસનેચીરીને
બે ભાગ કરેલા તે.
કરાઇ=લાકડાં વેહેર-
નારો.
મોતીઆં=નેવાં આ-
ગળની લાંબી લાક-
ડાની પાટલી.
સરડવું=કામડાં ભરી
લેવા.
પકવાસા=લાકડાનીપા-
તળી ચપો.
વળી=સાકટી.
ભારોટીઆ=પાટડા.
લગ=ગે; સાકટો.
ઢાળ=નીચો ઢોળાણ.
પીંઢીઆં=જાડાસાકટા

પાઠ ૧૦૬ ઠો.

ઓજાર=હથિયાર.
કોહાડ=લુવારની પેઢી.
ગજવેલ=ખરૂં લોઢું.
એરણ=જેના ઉપર
સોની, લુવાર વગેરે
ટીપેછે તે.
ધમણ=દેવતા સળગા-
વવાને ફુક મારવા-
ની ચામડાનીગુણ
અંન=અનાજ, દાણો.
કોશ=નરાજ.
બરડવા=ચાપડા.
સામાન=ચીજો.
પાળી=ચપ્પુ; છરી.

પાઠ ૧૦૭ મો.

ઠેક=છેક.
સાંસા=તંગી; વાંધા.
નિરાશ=ના ઉમેદ;
આશાભંગ.
ગબડવું=ઢળી પડવું.
સાંકડો=નાનો.
નીકાલ=છુટકો; તોડ.
વસમો=અઘરો.
અડોઅડ=પાસે પાસે.
ડુંગર=મોટો ટેકરો.
ટેકરી=નાનો ડુંગર.
ચોતરફ=આસપાસ;
ચારે બાજુએ.
માર્ગ=રસ્તો; રાહ.

કદાપિ=કોઈ વખત.

**પાઠ ૧૦૮ મો.**

તમાશો=ખેલ; રમત.
ચતુરાઈ=ડાહાપણ.
વખાણવું=તારીફ કરવી; સારૂં કેહેવું.
અંતે=છેવલે; છેવટે.
બાળ્યો=મરડ્યો.
સંકડાઇને=સંકોચાઇને; દબાઈને.
સમજણ=સમજ; બુદ્ધિ
હઠ=જીદ; મમત.
જીવ=પ્રાણ; આત્મા.

**પાઠ ૧૦૯ મો.**

જીંડવા=દીંડવા.
રેંટીઓ=રેંટ.
ચરખો=કપાસમાંથી કપાસિયા સથા રૂ જુદા પાડવાનો નાનો રેંટીઓ.
ખાદી=દોટી; જાડું કપડું.
સૂતરાઉ=સૂત્રનુંબનેલું.
મલમલ=ઝીણું ઉચુ લુગડું.
પોત=કુમાશ.
જગંનાથી=એક જાતનું ઝીણું લુગડું.
માદરપાટ=સફેત ઘટ કુમાશદાર લુગડું.
છૂટા=જૂદા; નોખા.
બાસ્તો=એક જાતનું કપડું.

**પાઠ ૧૧૦ મો.**

બિંબ=કીરણ.
લાલાશ=રતાશ.
કરોડ=સો લાખ.
ગાઉ=કોશ.
તેજ=નુર; ચળકાટ.
ઝાડપાલો=ઝાડનાં ઝીંણાં પાંદડાં.
ગરમી=તાપ.

**પાઠ ૧૧૧ મો.**

ચંદ્રમા=ચાંદ; ચાંદો.
અલાયો=વાંકો કાપો, આવાં ( ).
દર્પણ=આરસી.
પુનેમ=પંદરમી તિથિ.
અમાસ = મહિનાનો છેલ્લો દિવસ.
પૃથ્વી=ગ્રહનું નામ દુનિઆ.
મુદ્દલ=બીલકુલ; જરા.

**પાઠ ૧૧૨ મો.**

ઘડીઆળ=વખત જાણવાનો સંચો.
મધરાત=વચલી રાત.
કલાક=૨॥ ઘડી.
અંગ્રેજી=અંગ્રેજલોકનું
અવર=કલાક.
મિનિટ=૨॥ પલ.
ભાગ=હિસ્સો; પાંતી.

**પાઠ ૧૧૩ મો.**

આભલાં=વાદળાં.
ગ્રહ=સ્થિર તેજનો તારો.
જલદ=તીક્ષણ; કસદાર
અજ્ઞાની= વેહેમવાળા. ભોળા; સમજણવગરના.
શક્તિ=જોર; બળ.
સેંકડો=સો; હજારો.
એકાદ=એક; કોઈ પણ.
પૂછડીઆ=પૂછડીવાળા.
નવુંજુનું=ફેરફાર; આ

ફૂતજો=ખમ; કજારજા.

**પાઠ ૧૧૪ મો.**

મેલીએ=મૂકીએ.
ઓછું=થોડું; જરાક.
વરાળ=બાફ; શેવાળ.

**પાઠ ૧૧૫ મો.**

મેહ=વરસાદ; મેઘ.
તરશે=શોષે.
કૃપા=મેહેરબાની
ઘટેછે=લાયકછે.

**પાઠ ૧૧૬ મો.**

સર્વવ્યાપક=બધે ફેલાયલો; બધે ફરતો.
આભાર=ઉજાસ.
ખોળવું=શોધવું.
અંતર=દિલ; ભીતર.
આકાશ=વાદળ, ગગન.
ચાસ=હળે કરીને એતરમાં જે લીટાપાડેછે તે.
કણી=રજ; રજકણ.
વિશ્વપતિ=જગતનો ધણી–પરમેશ્વર.
આસપાસ=આસેપાસે
વાસ=રેહેઠાણ; મુકામ.
ઘાટ=વેતરણ, તોડ.
તાત=બાપ; ધણી.
જગતકર્તા = જગતનો બનાવનાર ઇશ્વર.
ઠાલું=ખાલી; અમથું.

## ( કવિતાની સમજુતી ). (૧૬).

આપણી આસેપાસે આકાશમાં ને ધાસ તથા ચાસની પાસે પણ પરમેશ્વર છે, એવું મનમાં જણાયછે. (૧) આપણે ભોંય તળીઆં નીચે ભોંયમાં પેશી કંઈ છુપી વાત કરીએ ને મનમાં કંઈ ઘાટ રચીએ ( દગાનો કે કોઈ મારવાનો ), તે બધું જગતનો બનાવનાર ઇશ્વર જાણેછે. (૨). એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ, તો કેથે પણ પરમેશ્વર વિના કોઈ જગ્યા ખાલી માલમ પડતી નથી. (૩).

---

**પાઠ ૧૧૭ મો.**

શ્વાસ=દમ; સાસ.
નાડી=નાડ; ધ્વની.
મુડદું=લોથ; લાસ; સબ.
અણસમજુ=વગર સમજના; નાદાન.
ખાતરી=નીશા; ખાતરજમા.

**પાઠ ૧૧૮ મો.**

ભાવ=હોંશ; ઉમંગ.
કુડી=નઠારી; માઠી.
ઢાઠ=ભપકો; દોર.
ઠાલો=ખાલી; અમથો.
ભેદ=કારણ; પડદો.
આળ=તોહોમત; બટો.
છળ=દગો; કપટ.
છૂપાવવું=છાનું રાખવું.
પળી=ધોળા બાળ; પ-

ળીઆં; સફેતી.
શીખ=શીખામણ.
રૂડી=સારી; મઝાની.
ઠગાઈ=ઠગબાજી; છળ ભેદ.
ખડેલું=આખડેલું.
ડાઘ=કલંક; દુષણ; એબ
ગળી=નામોશી; ( એક જાતનોકાળો રંગ)

## ( કવિતાની સમજુતી ) (૧૭).

હું તમને સુખે સારી શીખામણ શીખવું તે ધ્યાનમાં લેઓ, પણ નઠારા લોકોની નઠારી શીખામણ માનો નહીં; ઉમંગથી ભણો ને છુપી વાતના ભેદ મનમાં સમજો, ને હે બાળકો એ વાતની અરે તમે મનમાં રાખો. ( ૧ ). નઠારી ચાલ ન ચાલો ને સારી ચાલ ચાલો, ને ઠગબાજીનો ખાલી ઢોંગ તમે મૂકી દેઓ; કોઈનું ઘરેણું રસ્તામાં પડેલું કે કેયે આખડેલું હોય, તે તમને જડે તો તુરત જઈને કોહો કે હમને જડેલુંછે. ( ૨ ). જે માણસ કપટથી કે હીકમતે કોઈને છેતરીને વાત છાની રાખે, તો તેથી તેની આબરૂ ઘટે ને લોકોમાં કાળી ટીળી આવે; પછી જ્યાં સુધી સફેદ પળીઆં આવે ( મરે ત્યાં સુધી ) તે ગળીનો ડાઘ કેમે કર્યો છુટતો નથી, એટલે (કાળી ટીળી) આવી હોય તે મટતીનથી( ૩)

---

**પાઠ ૧૧૯ મો.**

વસ્તુ=ચીજ.
પ્રાણી=જેને જીવ છે ને જે અહીંથીતહીં ફરી શકેછે તે.
મૂલક=દેશ.
સંધા=સઘળા; બધા.

**પાઠ ૧૨૦ મો.**

મોગરો= એક જાતનું સફેતખુશબોદારફુલ
ગળપણ=મોઠાસ.
ચંબેલી=એક જાતનું સફેત ફુલ.
સુગંધી=વાસ; સોડમ.
સાધારણ=વચલા વાધાની; મધ્યમ.
સોરમ=સુગંધ; ખુશ્બો.
પુરૂષ=મરદ; બાયડો.
ભલમનસાઈ=દાનાઈ સાલસાઈ; ભલાઈ.
પોચાઈ=નરમાશપણું.

**પાઠ ૧૨૧ મો.**

રસળવું=ભટકવું.
વાણોતર= ગુમાસ્તો; મેહેતો.
ઉઘરાણી=આપેલા પૈસાની માગણી.

પીતાંબર=ઊંચું રેશમી
 પોટીઊં.
જાન=ગામડે જવાનો
 લગનનો વરઘોડો.
નુકશાન=બિગાડ.
દળણાં=લોટ દળવાનું
 મજુરીનું કામ.
વેલા=આપદા; વીપત.
કાપડીઓ=દોશીવાણી
 ઓ; કાપડ વાળો.
જુજ=હલકો; થોડો.
પગાર=મુસારો;મહિનો
માલ=સોદો.
વાયદો=ઠરાવ; ઠરવેલો
 દાહાડો.

પાઠ ૧૨૨ મો.

અબરખ=એક જાત-
 નો સફેત પારદર્શક
 પડવાળો પથ્થર.
મદારી=ખેલ કરનારા
 બાજીગર;નટલોકો.
નીસર્યા=નીકળ્યા.
સોંઘા=સસ્તા.
હર=દર; એકેક.
મગન=ખુશ.

લેખવ્યું=ગણ્યું ગન-
 કાર્યું.
મજા=રમૂજ; ગમત.

પાઠ ૧૨૩ મો.

ગૃહસ્થ=મોટા કુળનું
 આબરૂદારમાણસ
સમાલવા=તપાસવા.
ભીડાભીડ=કચડા ક-
 ચડી.
ચંપાઈને=દબાઈને.
વાસેલું= દીધેલું.
પાડોશી=પાસેના ઘર-
 માં રેહેનારા.
ઉદાસ=દલગીર.
વીલ=ઝાંખે; ઝંખ-
 વાણે.
રજા=છુટી; બરતરફી.
ઠપકો= દોષ.
ફેરો=ચક્કર; આંટો.

પાઠ ૧૨૪ મો.

સ્વર=અથી આં સુ-
 ધીમાનો ગમે તે
 એક અક્ષર.
બારાખડી=પદ.
વ્યંજન=ક થી ળ સુ-

ધીમાંનો ગમે તે એક
 અક્ષર.
તોતડા=બોબડા.
જોડાઅક્ષર=જોડેલા
 દસ્કતો.
અતડું=ખરાબ; તો-
 છડું.
શબ્દ=બોલ.

પાઠ ૧૨૫ મો.

ભાન=વકુફ; સમજ.
ટેરવું=ટેભું; અણી.
અવાળુ= અગાડીના ઢિ-
 પલાદાંત ઉપરની
 સુંવાળી જગો.
સ્પષ્ટ=ખુલ્લુ; સાફ.
વાકય=બે અથવા તે
 થી વધારે શબ્દએ
 કઠા થયાથીજેઇબા
 રત બંધાયછે તે.
અડાડીને=અટકાડીને.
ઉઘાડવું=ખુલ્લુકરવું.

પાઠ ૧૨૬ મો.

કાળજી=ધ્યાન; નાઘે-
 બાની; ચેટક.
મૂચરકો=કબુલાતનો લે

ખ—દસ્તાવેજ.
કબૂલત=કરાર ; વચન.
મેળી=મેળવી.
વિરામચિન્હ= વિસામો લેવાની નિશાની.
અટકવું=થોભવું.
ટપકું=ઝીણું મીડું,બિંદુ.
ગુનેગાર=અપરાધી.
દરજી=મેરાઈ, સુઈ.
ચોખ્ખુ=સાફ ; ખુલ્લું.

પાઠ ૧૨૭ મો.

જવાબ=ઉત્તર.
સંભાળ=તપાસ; નીઘા.
ઢબ=રીત ; છટા.
પ્રત્યેક=દરએક;હરએક.
શુદ્ધ=ખરો ; સાફ.
ઉતાવળ=તાકીદ.
માહાવરો=આખેપ.
નિયમ=ધારો ; કાયદો.
ઘાંટો=સાદ ; સોર.

પાઠ ૧૨૮ મો.

બાળબોધ=બ્રાહ્મણી.
લીપિ=ભાષા ; બોલી.
અનુસ્વાર=મીડું;બિંદુ.
ગુજરાતી=ગુજરાતની.
સલંગ=આખી; બધી.
ધર્મ પુસ્તક=ધર્મની વાતની ચોપડી.
મૂળાક્ષર=પેહેલા શરૂઆતમાં શીખવાના દસ્કતો.
ધોરણ=રીત; રસ્તો.
બ્રાહ્મણી=બાળબોધ.
બોલી=ભાષા ; લિપિ.
ઓળખવાને= પીછાનવાને ; જાણવાને.

પાઠ ૧૩૦ મો.

ઈનામ=શીરપાવ ; ખુશી બદલ કંઈ બક્ષીસ આપવું તે.
વિશ્વાસ=ભરોસો.

પાઠ ૧૩૧ મો.

મુશ્કેલ=અઘરૂં; મુશીબત.
ઉમેરવી=વધારવી.
જોખવું=તોળવું.

પાઠ ૧૩૨ મો.

ચતુર=શાણો ; ડાહ્યો.
ઝવેરી = હીરા, માણેક વગેરેનો વેપારી.
ઝવેરખાનું= હીરા માણેક મોતી વગેરેનો ભંડાર ભરેલો તે.

પાઠ ૧૩૩ મો.

ધનવાન=પૈસાદાર.
ફેલ=ઢોંગ; ધતુંગ.
ફોસલાવી=પટાવી; સમજાવી.
ફકીર=સાંઈ; ભીખમાગનારો.
ધમકાવીને=ધુરકીઆપીને; ધમકી દઈને.

પાઠ ૧૩૪ મો.

ભાળ્યો=દીઠો ; જોયો.
કાગ=કાગડો.
પાંખાળો=પાંખવાળો.
રૂપાળો=સારો; મધુર.
ભોળું=નીખાલાસ ; કપટી નહીં તે.
ખળ=લુચ્ચું ; કપટી.
લક્ષણ=ગુણ;આચરણ
દીસેછે=દેખાયછે.

## (કવિતાની સમજુતી). (૧૮).

ઝાડ પર માળો બાંધવા બેઠો એવા એક કાગડાને જોયો, તે બે પાંખ વાળો બોલતો હતો, પણ તેનો રાગ સારો હતો નહીં.

---

| પાઠ ૧૩૫ મો. | તરેહ=રીત; પ્રકાર. | કાબલી કરી. |
|---|---|---|
| આંકડા=અંક; નંબર. | મેળવી=સરખાવી;મુ- | પુસ્તક=ચોપડી; ગ્રંથ. |

---

### ભૂગોળ વિષે.

( દિશાઓ. )

સવાલ—છોકરાઓ બોલો તો દિશાઓ કેટલી છે?

જવાબ—દિશાઓ ચારછે; ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ.

સ—દિશાઓ કેમ પારખવી તે તમે જાણો છો?

જ—હાજી સૂરજ ઉપરથી, સુરજ ન દેખાતો હોય તો ધ્રુવના તારા ઉપરથી; અને તે તારો પણ નહીં દેખાતો હોય તો વહાણના હોકાયંત્રથી.

સ—પૂર્વ અને પશ્ચિમ દિશા કેમ જાણીએ?

જ—જેણી ગમ રોજ સૂરજ ઉગતો હોય તે પૂર્વ દિશા, અને સાંજે આથમતો હોય તે પશ્ચિમ દિશા જાણવી.

સ—ત્યારે ઉત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ?

જ—આપણે પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રેહેવું, તો જેણી-ગમ આપણો ડાબો હાથ આવે તે ઉત્તર, અને જેણીગમ આપણો જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

સ—ત્યારે હોકાયંત્ર, અને ધ્રુવના તારાએ કરીને દિશા શી રીત જણાય છે?

જ—હોકાયંત્ર એટલે વાહાણનો હુકો તે મોટા વાહાણોમાં ખ-

લાસી લોકો રાખેછે, તે અંધારી રાતે તેમને બહુ કામ લાગેછે. તે હોકાયંત્રની સોય હમેશાં ઉત્તર દિશા તરફજ રેહેછે, તેમ ધ્રુવનો તારો એ પણ ઉત્તર દિશાએ હમેશા ઉગે છે. એ રીતે ઉત્તર દિશા જણાઇ એટલે પછી બીજી દિશા જાણવી સેહેલ છે. એટલું યાદ રાખી મુકવું કે ઉત્તરની સામી દક્ષિણ દિશા, અને પૂર્વની સામેની પશ્ચિમ દિશા છે.

(પૃથ્વી.)

સ—પૃથ્વી.નો આકાર કેહેવો છે?

જ—પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે.

સ—આપણે કેમ જાણીએ કે ગોળ દડા જેવો છે?

જ—જે લોકો પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા કર આવ્યા છે, તેમનાથી કારણો સાથે સાબિતી થઇ ચુકીછે તેથી જાણીએછીએ કે પૃથ્વીનો આકાર ગોળ છે.

સ—પૃથ્વી ગોળછે તેની સાબિતીનાં કારણો બતાવો?

જ—હાજી, તે સાબિતીનાં કારણો બહુછે. ૧લુંતો એકેલોકોવાહાણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાસારૂ નિકળેછે, અને પૃથ્વીની આસપાસ પ્રદક્ષિણા કરેછે તો જ્યાંથી તેઓ પેહેલાં નીકળ્યાં હોય ત્યાં પાછા આવેછે. ૨ જું જ્યારેચંદ્રગ્રહણ થાયછે ત્યારે એકતરફ પૃથ્વી અને એક તરફ ચંદ્રરેહેછે, તે વખતે પૃથ્વીની જે છાયાં તે ચંદ્ર ઉપર ગોળ આકારે માલમ પડેછે. ૩ જું દક્ષિણ દિશા તરફથી ઉત્તરદિશા તરફ લોકો જાયછે તો ઉત્તર ધ્રુવ નક્ષત્ર ઉંચું દેખાતું જણાયછે. ૪થું પૃથ્વીના બધા દેશોમા સુરજ બરાબર વખતે ઉગતો નથી કોઈ દેશમાં વેહેલો ને કોઈ દેશમાં મોડો કોઈ દેશમાં સહવાર પડેછે તો કોઈ દેશમાં બપોર થાયછે; કોઇ દેશમાં બપોર થાયછે તો કોઈમાં રાત પડેછે. ત્યારે તેનું કારણ પણ પૃથ્વીગોળછે તેથીછે.

સ—પૃથ્વીનો પરિઘ કેટલા માઇલ છે ?
જ—આસરે ૨૫૦૦૦ માઇલ.
સ—પૃથ્વીનો વ્યાસ કેટલા માઇલ છે ?
જ—આસરે ૮૦૦૦ માઇલ.
સ—પૃથ્વીની સપાટી કેમ બની છે ?
જ—પાણી અને જમીન વડે.
સ—પૃથ્વી ઉપર પાણી કેટલું છે ને જમીન કેટલી છે ?
જ—જોઆખીપૃથ્વીના બરાબર ત્રણભાગ કરીએ,તો તેમાંના બે ભાગ કરતાં વધારે પાણી છે, અને બાકીની જમીનછે.

(વ્યાખ્યા)

સ—છોકરાઓ બોલો તો તમે નકશા જોયોછે, નકશો તે શું ?
જ—હાજી, નકશા એટલે આખી પૃથ્વી કે તેના કોઇકભાગ, કે દેશ કે શેહેર વગેરેનો જે નમુનો તે.
સ—દેશ કોને કહીએ ?
જ—જેમાં ઘણાંએક પ્રાંતો, ઇલાકા વગેરે આવેલા તે.
સ—પ્રાંત કોને કહીએ ?
જ—જેમાં ઘણાંએકસંસ્થાન, જીલ્લા, તથા માહાલ આવેલાતે.
સ—ઇલાકો એટલે શું ?
જ—જેમાં ઘણાંએક શેહેરો તથા ખંડિઆ મૂલકો આવેલા તે.
સ—જીલ્લો કોને કહીએ ?
જ—જે ઘણાં એક પ્રગણાઓ મળી થયલો તે.
સ—પ્રગણું એટલે શું ?
જ—જેમાં નાનાં નાના ગામો ઘણા આવી એક તાલુકો બંધાયલોતે.
સ—ગામ કોને કહીએ ?
જ—જ્યાં કે થોડાંક ઝુપડાં (ઘર) ની વસ્તી હોય તે ગામ.
સ—ત્યારે ગામડું કોને કહીએ ?

જ—જ્યાં ઘણાંજ થોડાં ઝુપડાં જેવા ઘરની વસ્તી હોય તે.
સ—તાલુકો એટલે શું?
જ—તાલુકો તો જે પ્રગણું કરીને કેહેવાયછે તે.
સ—કસબો કોને કહીએ?
જ—પ્રગણાનું જે સૌથી મોટું ગામ તે કસબો.
સ—શેહેર કોને કહીએ?
જ—જ્યાં મોટાં મોટાં છોબંધ ને હારબંધ ઘરો બાંધેલાં હોય, અને જ્યાં સારાંસારાં ચૌટાં તથા બજાર હોય ને જ્યાં ધમધોકારે સારો વેપાર ચાલતો હોય તે.
સ—બંદર એટલે શું?
જ—નદી કે દરિઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર આવેલું તે.
સ—રાજધાની એટલે શું?
જ—રાજગાદીનું જે મોટું શેહેર તે.
સ—સંસ્થાન એટલે શું?
જ—રાજાઓના વસાવેલા જે નાના નાના ખંડીઆ મૂલક તે.
સ—પૃથ્વી ઉપર પાણીના કયા કયા ભાગો થયલાછે?
જ—નદી, સરોવર, અખાત, ઉપસાગર, સામુદ્રધુની, સમુદ્ર, મહાસાગર.
સ—પણ પાણીના મોટા ભાગો કેટલા છે, અને તે દર એકને શું કહેછે તેના નામ દો?
જ—તે પાંચછે, અને તેમાંના દરએકને મહાસાગર કેહેછે. તેમનાં નામ; ઉત્તર માહાસાગર, દક્ષિણ માહાસાગર, આટલાન્ટીક માહાસાગર, પાસિફીક, અને હિંદી માહાસાગર.
સ—પૃથ્વી ઉપર જમીનના કયા કયા ભાગો થયલાછે?
જ—બેટ, સંયોગી ભમી, ભૂશીર, દ્વિપકલ્પ, અને ખંડ.
સ—પણ જમીનના સૌથી મોટા ભાગો કેટલા થયલાછે, અને તે દર એકને શું કેહેછે તેનાં નામ દો?

જ—તે ચાર છે, અને તેમાંના દરએકને ખંડ કેહેછે તેમનાં નામ; યુરોપ, એશિયા, આફ્રિકા, અને અમેરિકા. એ શિવાય એક પાંચમો ખંડછે તેને "આસ્ત્રેલેશિયા" કરીને કેહેછે.

સ—અમેરિકા ખંડના કેટલા ભાગ થયલાછે?

જ—બે. ઉત્તર અમેરિકા ને દક્ષિણ અમેરિકા.

સ—નદી કોને કહીએ?

જ—જે પાણીનો ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળીને ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે તે.

સ—સરોવર કોને કહીએ?

જ—આસપાસ ચો તરફ જમીન આવેલી ને વચમાં પાણી તે.

સ—અખાત કોને કહીએ?

જ—જમીન ઉપર ઘણો લાંબો ગયલો સમુદ્રનો જે ફાંટો તે.

સ—ઉપસાગર કોને કહીએ?

જ—અખાતનું મોં પોહોળું થયલું તે.

સ—સામુદ્રધુની તે શું?

જ—જે સાંકડો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધેછે તે.

સ—સામુદ્રધુની ને સરોવરથી ઉલટું શું?

જ—સામુદ્રધુનીથી ઉલટું સંયોગીભુમી, અને સરોવરથી ઉલટું બેટ.

સ—સમુદ્ર, સાગર કે દરિઓ કોને કહીએ?

જ—માહાસાગર કરતાં નાનો જે પાણીનો ભાગ તે,

સ—ત્યારે માહાસાગર એટલે શું?

જ—મહાસાગર એટલે મોટો સાગર અથવા દરિયો; પૃથ્વી ઉપર ખારા પાણીના પાંચ ભાગ કીધાછે તેમાંનો જેએકેકો ભાગ તે.

સ—બેટ કોને કહીએ?

જ—ચોતરફ ફરતું પાણી, ને વચમા જમીનનો ભાગ તે.

સ—સંયોગી ભુમી એટલે શું?

જ—સાંધનારી જમીન; (જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તે).
સ—ભૂશીર, ભુશલાકા, અથવા કેપ કોને કહીએ?
જ—જે જમીનના અણી લાંબી વધીને સમુદ્રમાં ગએલી તે.
સ—દ્વીપકલ્પ કોને કહીએ?
જ—જે જમીનનો ભાગ આસપાસ ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીનથી વીટાયલો તે.
સ—ખંડ કોને કહીએ?
જ—જમીનના મોટા ભાગ જેમાં ઘણા દેશો આવેલા હોય છે તે.
સ—ડુંગર, પાહાડ, અને પર્વત કોને કહીએ?
જ—જમીન ઉપર જે મોટા ઊંચા ટેકરા હોય તે ડુંગર; એવા ઘણા ડુંગર સાથે જોડાઇને પૃથ્વીની સપાટીથી ઘણા ઊંચા ગએલા તે પાહાડ; અને એવા એવા ઊંચા પાહાડ જોડાઇને સાથે લાંબા પથરાયલા તે પર્વત કેહેવાય છે.
સ—ખાડી કોને કહીએ?
જ—સમુદ્રને મળવાની આગમજ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાય છે તેને ખાડી કેહે છે.
સ—નદીનું મૂળ અને મુખ તે શું?
જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળેછે તે ઠેકાણાને મૂળ, અને જ્યાં કે નદી સમુદ્ર અથવા દરિયાને મળેછે તેને મુખ કેહેછે.

---

## મુંબાઈ ઇલાકો.

સ—છોકરાઓ બોલો તો મુંબાઈ ક્યાં છે તે તમને ખબર છે?
જ—હાજી, એ હિંદુસ્તાનની પશ્ચિમે એક મોટું વેપારનું બંદરછે.
સ—મુંબાઈ એ કેવું બંદર છે, એમાં કેટલા માણસની વસ્તીછે. વસનારા લોકો કેવા છે, અને જમીન કેવી છે વીગેરે બીજી

જાણવા જોગ હકીકત બોલો ?

જ—એ બંદર એટલે મુંબાઈ શેહેર ઘણું શોભાવંતું અને જોવા લાયકછે. એમાં લોકોની વસ્તી ઘાડી એટલે આશરે ૬,૨૫૦૦૦ ની છે. અહિંયાં વિલાયત વગેરે બહાર દેશાવરથી ઘણાક જાત જાતનાં યંત્રો, તેમજ કાપડ, ચીનીઆનું, રેશમ, કરીયાણું, વગેરે પુષ્કળ માલ આવે છે; અહિયાંના ઘરોની બાંધણી ઘણીજ ઊંચી અને સરસછે. જમીન પથ્થરનીછે તેથી પાણી આગળ તો કંઈ બહુ સારા નહોતા; પણ હાલ દુરથી તળાવમાં નળો મુકી પાણી લાવેલાછે તેથી હાલ તે સારાં થયાંછે વસ્તી પારસી,હિંદુ, ભાટીયા,ખોજા વગેરેની ઘણી છે. તેઓ ઘણા પૈસાદાર,મોટા વેપારી, અને લાખો રૂપીયાના ધણીછે. ઇલાકાનું મોટું શેહેર એ છે, તેથી એની સૌથી મોટા દરજ્જાની ઇનસાફની કચેરી અહિંયાં છે. ઇલાકાના ઉપરી વડા અધિકારી નામદાર ગવરનર સાહેબ બાહાદુર પણ અહિંયાં રેહે છે.

સ—ત્યારે મુંબાઇ ઇલાકો તે શું ?

જ—મુંબાઇ,અને તેની સાથે આવેલાં બીજાં સંસ્થાન તથા શેહેરો.

સ—મુંબાઇ ઇલાકાના કેટલા ભાગ થએલા છે ?

જ—પાંચ સિંધ પ્રાંત, કચ્છ પ્રાંત, ગુજરાત પ્રાંત, માહારાષ્ટ્ર, અને દક્ષિણ માહારાષ્ટ્ર.

સ—મુંબાઇ ઇલાકામાં આવેલી મોટી મોટી નદીઓ બોલો ?

જ—સિંધુ, બનારસ, શેત્રુંજી, સાબરમતી, મહી, ઢાઢર, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, ભીમા, ને નીરા.

સ—મુંબાઇ ઇલાકામાં આવેલા પર્વતો બોલો ?

જ—એમાં સહ્યાદ્રિ અને સાતપુડો એવા મોટા પર્વતો છે, સહ્યાદ્રિ દક્ષિણથી કોકણ જુદું પડે છે.

સ—મુંબાઈ ઇલાકાની રાજધાની કઇ, અને તે અંગ્રેજ સરકાર-

ને શી રીતે મળી ?

જ—એ ઈલાકાની રાજધાની મુંબઈ બેટ. તે સન૧૬૬૧માં ઈંગ્લાંડ દેશનો બીજો ચાર્લ્સ રાજા પોર્ટુગીઝ રાજાની કન્યા તે પરણ્યો, તેની પેહેરામણીમાં પોર્ટુગીઝ લોકો પાસેથી તે મળ્યો.

સ—ત્યારે માહારાષ્ટ્ર અને દક્ષિણ માહારાષ્ટ્રદેશકોની પાસેથી મળ્યા?

જ—એ મૂલકો સને ૧૮૧૭ માં પેશવા સરકાર પાસેથી મળ્યા.

સ—સિંધ પ્રાંત ક્યારે હાથ આવ્યો ?

જ—એ પ્રાંત ત્યાંના રાજ્ય ચલાવનાર અમીરો પાસેથીસર ચાર્લ્સ નેપીઅર નામના સરદારે સન ૧૮૪૨ ૪૩માં જીતીલીધો

સ—માહારાષ્ટ્ર દેશમાં ક્યા ક્યા મૂલકો આવેલા છે ?

જ—બે, ( દક્ષિણ અને કોંકણ. )

સ—દક્ષિણ દેશ તે ક્યો ?

જ—નર્મદા નદીની દક્ષિણનો બધો ભાગ તે દક્ષિણ દેશ.

સ—ગુજરાતના ઘણા ખરા ભાગપર હાલ કોની સત્તા ચાલેછે?

જ—એ પ્રાંતનો ઘણો ખરો ભાગ હાલ અંગરેજ સરકારને તાબેછે, ને કેટલોક ભાગ ગાયકવાડ સરકારના હવાલામાં છે, તેમ કેટલાક ભાગપર નવાબ તથા બીજા રાજાઓની સત્તાછે.

સ—સિંધ પ્રાંતમાં ક્યા ક્યા મૂલક આવેલા છે ?

જ—ચારછે; હૈદ્રાબાદ જીલ્લો, શીકારપૂર જીલ્લો, કરાંચી જીલ્લો, અને હદ પાસેના સંસ્થાન.

સ—ગુજરાત પ્રાંતમાં ક્યા ક્યા મૂલકો આવ્યાછે ?

જ—૧૧ છે; સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો, ખેડા જીલ્લો, અમદાવાદ જીલ્લો, કાઠિયાવાડ ઈલાકો, પાલણપૂર ઈલાકો, મહિકાંઠા ઈલાકો, રેવાકાંઠા ઈલાકો, ગાયકવાડનું સંસ્થાન, ખંભાતનું સંસ્થાન, અને સુરત ઈલાકો.

સ—કચ્છમાં ક્યા ક્યા મૂલક આવ્યાછે ?

જ—એમાં એક ફક્ત કચ્છનુંજ સંસ્થાન છે.

સ—માહારાષ્ટ્રના દક્ષિણ ભાગમાં ક્યા દેશ આવ્યાછે.

જ—૬ છે; ખાનદેશ જીલ્લો, ભીલ સંસ્થાનની એજન્સિ, અહમદનગર જીલ્લો, પુના જીલ્લો, સોલાપુર જીલ્લો, અને સતારા.

સ—ત્યારે કોકણમાં ક્યા ક્યા આવ્યાછે?

જ—થાણા જીલ્લો. (પેઠ, જવાર, અને જંજીરા સંસ્થાનની એજન્સિ); રતનાગીરી, અને સાવંતવાડી ઈલાકો.

સ—દક્ષિણ માહારાષ્ટ્ર દેશમાં આવેલા મૂલકો બોલો?

જ—બેલગામ, ધારવાડ, કોલાપૂર ઈલાકો, ને ઉત્તર કેનેડા.

સ—હદ્દ પાસેનાં સંસ્થાન, ૨ સુરત જીલ્લો, ૩ કાઠિયાવાડ, ૪ પાલણપૂર ઈલાકો, ૫ મહિકાંઠા ઈલાકો, ૬ રેવાકાંઠા ઈલાકો. ૭ ગાયકવાડ સંસ્થાન, ૮ સુરત ઈલાકો, ૯ કચ્છ પ્રાંત, ૧૦ ખાનદેશ જીલ્લો, ૧૧ થાણા જીલ્લો, અને ૧૨ ઉત્તર કેનેડા એ બધાનાં રાજ ગાદીનાં મુખ્ય શેહેરો બોલો?

જ—હદ્દ પાસેના સંસ્થાનમાં મુખ્ય શેહેર જાફરાબાદ. ૨ સુરત જીલ્લામાં સુરત. તથા ભરૂચ. ૩ કાઠિયાવાડમાં, રાજકોટ. ૪ પાલણપુરમાં, પાલણપૂર, તથા ડીસા. ૫ મહિકાંઠામાં, સાદરા તથા ઈદર. ૬ રેવાકાંઠામાં નાદોદ, બારઈયા, ને લુણાવાડા. ૭ ગાયકવાડમાં, વડોદરા. ૮ સુરત ઈલાકામાં વાંસદા. ધરમપોર, ને સચીન. ૯ કચ્છમાં ભુજ. ૧૦ ખાનદેશમાં ધુળીઆ. ૧૧ થાણામાં, થાણા ને અલીબાગ. ૧૨ ઉત્તર કેનેડામાં હોનાવર તથા શદાસીવઘડ.



# ખબર.

આ ચોપડી નીચે લખેલે ઠેકાણેથી વેચાથી મળશે.

**નડીઆદ**—કાગદી સાકરભાઇ ચોપડી વેચનાર.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.

બુકસેલર રણછોડ મોતીરામ.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મેહેતાજી ફકીરભાઇ કાશીદાસ.

બુકસેલર કીકાભાઈ પરભુદાસ.

બુકસેલર મંચેરજી જમસેદજી.

બુકસેલર કરશનદાશ નારણદાસ.

**મુંબાઈમાં**—બુકસેલર સખારામ ભીકસેટ.

બુકસેલર બાળકૃષ્ણ લક્ષમણ.

બુકસેલર ભીમશી માણેક.

બુકસેલર દીમોદર ઈશ્વર.

બુકસેલર ગોકળદાસ હરજીવનદાસ.

**વીરમગામ**—બુકસેલર ભીખા નથુરામ.

બુકસેલર મુળશંકર લલુ.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેટ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેટ કાગળ લીધામાં આવશે નહી. મુંબાઇનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી. ડીકસનેરીઓ, નાટકો, જૈનધરમનાં, તથા વૈશ્ણવધરમનાં, વારતાઓ, તથા કાયદાઓ, પેહેલેથી તે સાતમી સુધીના અરથ, તરજુમાઓ, અને વઈદકનાં પુસ્તકો વિગરે બીજી ઘણી ખરી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપને સસતી કીમતે મળશે. બુકસેલર જીગજીવનદાસ દલપતરામ.

ઠા. અમદાવાદમાં બાલેટનના હવેલીમાં.